રાજ્ય લેખમાળા નં. ૨૫.

હિન્દી રાજકીય સુધારાના સંબંધમાં હિન્દુસ્તાન સરકારના ખરીતા પર

# સર શંકરન નાયરે આપેલી ભિન્ન મતની નોંધ.

---

હોમ રૂલ લીગ.

૨૫૧, હૉર્નબી રોડ, કોટ મુંબઈ.

---

[ ૧૮,૦૦૦ ]    કિંમત બે આના    [ જૂલાઈ સન ૧૯૧૯.

# મુંબઈ હોમ રૂલ લીગ

## તરફથી પ્રગટ થતી સ્વરાજ્ય લેખમાળા અને પત્રિકા (ગુજરાતી.)

## સ્વરાજ્ય લેખમાળા.

| | | |
|---|---|---|
| નં. ૧. | સ્વરાજ્ય શા માટે | ૦-૦-૬ |
| નં. ૮. | સ્વરાજ્ય ( ૧૯૦૬ કૉંગ્રેસમાં દેશભકત દાદાભાઇ નવરોજીએ પ્રમુખપદેથી આપેલું ભાષણ. ) | ૦-૧-૦ |
| નં. ૯. | મિસિસ બેઝંટનો છેલ્લો સંદેશ. | ૦-૦-૬ |
| નં. ૧૧. | મેસોપોટેમીઆ કમિશનનો રિપોર્ટસંબંધી મી. મૉન્ટેગ્યુનું ભાષણ. | ૦-૧-૦ |
| નં. ૧૨. | સત્યાગ્રહનું રહસ્ય ( દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીની ચળવળ. ) | ૦-૧-૦ |
| નં. ૧૫. | મિસિસ બેઝંટનું ભાષણ. | ૦-૨-૦ |
| નં. ૧૮. | ખેડુતોના દુઃખો. | ૦-૧-૦ |
| નં. ૨૧. | મુંબઇની ખાસ કોન્ગ્રેસના પ્રમુખ સૈયદ હસન ઇમામનું ભાષણ. | ૦-૧-૦ |
| નં. ૨૩. | દિલ્હીની ૩૩ મી હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ માનવંત પંડિત મદનમોહન માલવીયાનું ભાષણ. | ૦-૧-૦ |
| નં. ૨૫. | સર શંકરન નાયરની ભિન્ન મતની નોંધ. | ૦-૨-૦ |
| નં. ૨૬. | ટુકડા માટે ખેંચતાણ ( લાલા લજપતરાય ) | ૦-૧-૦ |
| | સર સુબ્રમણીઆએ લખેલો ડૉ. વિલસનને પત્ર. | ૦-૨-૦ |

## સ્વરાજ્યપત્રિકા નકલ ૧ પૈસો.

નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ.

નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ?

નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય.

નં. ૪. હિન્દની ગરીબાઈ.

નં. ૫. મિસીસ બેઝંટનો સંદેશો.

નં. ૬. એકનીષ્ઠા અને પ્રમાણીકતા.

મળવાનું ઠેકાણું:—હોમ રૂલ લીગ—મુંબાઇ શાખા,

૨૫૧, હૉર્નબીરોડ, કોટ મુંબઇ.

---

Printed by M. N. Kulkarni, at the Karnatak Press, 434 Thakurdwar, &
Published by K. M. Munshi, Advocate 251, Hornby Road, Fort, Bombay.

# સર શંકરન નાયરની ભિન્ન મતની નોંધ

હિન્દી રાજકીય સુધારા પર ના મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રીપોર્ટમાં ઉઠેલા પ્રશ્નો પર હિન્દી સરકારે પોતાના વિચારો દર્શાવી તા૦ ૫ મી માર્ચ સને ૧૯૧૯ ને રોજ જે ખરીતો મોકલ્યો હતો તેની સાથે સર શંકર નાયરે પોતાના ભિન્ન મતની હેઠળની નોંધ જોડી હતી:—

૧ નામદાર શહેનશાહની સરકારની રાજ્યનીતિ "બ્રિટિશ સામ્રાજ્યના એક અખંડ ભાગ તરીકે હિન્દમાં જોખમદાર રાજ્યતંત્ર સ્થાપવા તરફ પ્રગતિ કરવાની" હોવાનું જાહેર કરવામાં આવ્યું છે. કેટલાક ટીકાકારો દેખીતી રીતે એવો મત ધરાવે છે કે એનો અર્થ, ધીમે ધીમે પણ સંપૂર્ણ કાબુ પાર્લામેન્ટ પાસેથી લઇને હિન્દમાં ધારામંડળને સોંપવો. હિન્દ "બ્રિટિશ સામ્રાજ્યના એક અખંડ ભાગ તરીકે" બનવું જોઇએ, એ શબ્દોથી મારા ધારવા પ્રમાણે એવો અર્થ થતો અટકે છે. જ્યાંસુધી હિન્દ બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરીકે રહે ત્યાં સુધી પાર્લામેન્ટનું સર્વોપરિપણું સ્વીકારવું પડશે અને જાળવવું પડશે. વહિવટ તથા રૂઢી વડે કદાચ પાર્લામેન્ટની સત્તાના અમલની કંઇક હદ બાંધી શકાય. ખરૂં જોતાં "પાર્લામેન્ટના કાબુ" નો અમુક સંસ્થાનોમાં એક અર્થ થાય અને બીજે ઠેકાણે બીજો થાય. પણ કોઈ પણ વખતે હિન્દુસ્તાન સરકારની વચ્ચે પડવાનો પાર્લામેન્ટનો કાયદેસર હક શંકારહિત છે. એના જુદાં જુદાં કારણો છે જે અત્રે જણાવવાની જરૂર નથી. મારા મત પ્રમાણે "જોખમદારી" નો અર્થ કારોબારી મંડળને લોકપ્રતિનિધિઓની બનેલી ધારાસભાને આધીન બનાવવું તે છે. આ હેતુ માટે કારોબારી મંડળની નિમણુક ધારાસભા કરે કે નહિ તેમાં કાંઇ ભેદ નથી. મુખ્ય મુદ્દો એ છે કે દરેક બાબતમાં કારોબારી મંડળે ધારાસભાની ઇચ્છાનો અમલ કરવો.

મારા સહકારીઓની સૂચનાઓ પાર્લામેન્ટનો કાબુ ઓછો કરવા તરફ છે અને તે સદરહુ સત્તા દેશની ધારાસભાઓને સોંપવાના હેતુથી નથી પણ હિન્દની કારોબારી સરકારને સોંપવા માટે છે. હિન્દીઓની ઇચ્છા એમ નથી કે પાર્લામેન્ટે નિર્બંધની સત્તા કારોબારી સરકારોને સોંપવી. પણ તેમની ઇચ્છા એવી છે કે જ્યારે જ્યારે પાર્લામેન્ટને યોગ્ય લાગે ત્યારે ત્યારે તે પ્રજાકીય સભાને સોંપવી. વચગાળેના સમય દરમિયાન પાર્લામેન્ટ અથવા પાર્લામેન્ટના પ્રતિનિધિ રૂપ હોય એવી ઈંગ્લાંડમાંની કોઇ પણ સત્તા, કારોબારી અધિકારીઓના કહેવાથી અથવા કોઇ બીજી રીતે હિન્દમાં ધારાસભાને સોંપેલી સત્તાની વચ્ચે પડી શકે. હું નથી ધારતો કે વિચારવંત સમતોલ હિન્દી અભિપ્રાય, હિન્દી વહિવટમાં પાર્લામેન્ટના ખરે-ખર વ્યાજબી અંકુશ સામે વાંધો ઉઠાવશે. મારા જાણવા મુજબ તો તેઓજ આ અંકુશ માંગે છે. આ મતભેદ ઉપરથી, હિન્દુસ્થાન સરકારે તથા કોન્ગ્રેસે રજુ કરેલી સૂચનાઓ વચ્ચેના તફાવતનો મોટે ભાગે ખુલાસો મળી શકશે. હાલના બંધારણ મુજબ, ઇન્ડિયા ઑફિસ તથા હિન્દી વજીર પાર્લામેન્ટના ખરેખરા પ્રતિનિધિરૂપ નથી.

૨. આ જાહેરનામા તથા તેની રૂયે લેવા ધારેલાં પગલાંઓની વિરૂધ્ધ બીજી ટીકા એ છે કે, હિન્દી પ્રજાને જવાબદાર રહે એવો કારોબાર હિન્દમાં દાખલ કરવો એ નિરાશાભરેલું છે કારણ કે, હિન્દમાં એકહથ્થુ રાજ્યતંત્ર શિવાય કોઈ પણ બીજી રાજ્યપધ્ધતિ પ્રચલિત ન હોતી તેમજ તે પ્રજાને નવીન તથા તેમની બુદ્ધિને પ્રતિકૂલ થઇ પડશે. જેઓ આ દલીલ કરે છે તેઓ કેળવણી, આસપાસનું વાતાવરણ, સંગતિ, રાજકીય ઉત્ક્રાંતિ અને સમયનો જુસ્સો વિગેરેની અસર તરફ બેદરકારી બતાવે છે. એ ઉપરાંત ખરૂ જોતાંતો એકહથ્થુ રાજ્યતંત્ર શિવાયની રાજ્ય-પદ્ધતિ હિન્દની પ્રજાને નવીન નથી. તે માટે હું યુરોપીયન લેખકોનાજ પ્રમાણ રજુ કરીશ. પ્રોફેસર રીઝ ડેવીઝના મત પ્રમાણે, "બુધ્ધ લોકોના પ્રાચીન ઐતિહાસિક લેખો ઉપરથી ખુલ્લું જણાય છે કે તે વખતે ઓછાવત્તી સત્તાવાળા ( એકહથ્થુ ) રાજ્ય કારોબાર સાથે સાથે સંપૂર્ણ યા અધુરી સ્વતંત્રતાવાળા પ્રજાસત્તાક રાજ્યો પણ હતા." તે આગળ લખે છે કે, "પ્રજાનું વહિવટી તથા ન્યાય વિષયક કાર્ય જાહેર સભા ભરીને કરવામાં આવતું અને આ સભામાં યુવાનો તથા વૃધ્ધો એક સરખા કપિલવસ્તુના

સભાસ્થાનમાં એકઠા થતા. એક આગેવાનને અમલદાર તરીકે ચુંટી કાઢવામાં આવતો અને તે સભાનું પ્રમુખસ્થાન લેતો. જો સભા ન બેઠી હોય તો તે રાજ્યના કારોબારનું પ્રમુખસ્થાન લેતો. આ ચુંટણી કેવી રીતે અને કેટલી મુદ્દત સુધી કરવામાં આવતી તે હજુ જણાયું નથી. તે રાજાનો ખિતાબ ધારણ કરતો. એનો અર્થ રોમન કોન્સલ અથવા ગ્રીકઓરેકલના જેવોજ કાંઈ થતો હતો.” ગ્રીક લેખકોએ “ પ્રજાકીય કારોબારવાળા શહેરમાં વસતી ટોળીઓનો ઉલ્લેખ કર્યો છે. ( પ્રાચીન હિન્દ—એલેકઝાંડરની ચઢાઈ, મેકક્રીન્ડલ પાનું ૨૯૨ ) બીજી એક ટોળીના સંબન્ધમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે જેમાં રાજ્યવહિવટ રાજાથી નહિ પણ પ્રજાથી ચાલતો હતો. એલેકઝાંડરની સામે લડનારી કેટલીક જાતો પણ પ્રજાકીય કારોબાર નીચે રહેતી હતી એમ તેમાં જણાવવામાં આવ્યું છે. ( જુઓ એરીયન એના એસીસ મેક ક્રીન્ડલ પાનું ૧૫૪ ) ડાયાડોરસ કહે છે કે પાતલા શહેરમાં રાજકીય બંધારણ સ્પાર્ટાની પદ્ધતિપર રચાયલું છે. કારણ કે એ કોમમાં લડાઈની સરદારી બે જુદા જુદા વંશના બે રાજાઓના હાથમાં વંશપરંપરા હતી. અને સમસ્ત રાજ્ય ઉપર વડાઓની કાઉન્સિલ સર્વોપરિ અધિકાર સહિત અમલ ચલાવતી. એ વિષયમાં મારી જાણ મુજબ છેલ્લામાં છેલ્લા પ્રમાણ રૂપ મી૦ હેવલ છે. તે કહે છે “ યુરોપમાં જે સામાન્ય માન્યતા ચાલે છે કે હિન્દમાં એકહથ્થુ રાજ્યસત્તા નિરંકુશ અને અનિયંત્રિત જોહુકમી હતી, તે મુસલમાનો પહેલાંના વખત સંબંધમાં હિન્દી ઇતિહાસ વિષે યુરોપીઅનોની ખોટી ભ્રમણાઓમાંની એક છે. ઈસ્વી સન પૂર્વે છઠ્ઠી સદી પહેલાં પાશ્ચિમાત્ય પાર્લામેન્ટની માતારૂપ રાજકીય મંડળને હિન્દમાંના રાજ્ય મંડળ સાથે ગાઢ સંબંધ હતો અને તેના વંશજો નોરમન ચઢાઈ વખતે રાજ્યમાં મોટી સત્તા ભોગવતા હતા. અંગ્રેજોની સ્વતંત્રતા સખત ઝગડાઓ અને માંહોમાંહેની લડાઈઓ કરીને પોતાના નાખુશ રાજ્યકર્તાઓ પાસેથી મેળવવામાં આવી હતી. હિન્દનું આર્યન રાજ્યબંધારણ, બુદ્ધિશાલી પુરૂષોએ પ્રજાને આપેલી ઉદાર બેટ હતી. તે કાંઈ કોઈ અમુક વર્ગના હિત માટે યોજેલું નહોતું પરંતુ સઘળા વર્ગોને તેમની શકિત અનુસાર તથા સામાન્ય હિતતરફ ધ્યાન રાખીને, બની શકે તેટલી સંપૂર્ણ સ્વતંત્રતા અને આધ્યાત્મિક તથા ભૌતિક સાધનો મેળવી આપવા માટે હતું. મેગાસ્થીનીસે દક્ષિણ

હિન્દના રાજ્ય મંડળોને રાજાઓ પર અંકુશ રાખનાર અને તેમને પદભ્રષ્ટ કરનાર તરીકે વર્ણવ્યા છે. આવી જાતનો રાજ્ય વહિવટ કેટલો વખત સુધી રહયો તે કહી શકાતું નથી. પરંતુ એટલું તો ચોક્કસ છે કે ફિરંગીઓની ચઢાઇ વખતે હિન્દના પશ્ચિમ કિનારાપર નાયર લોકોમાં તે ચાલુ હતો. એક ફિરંગી લેખકે રાજાઓ ઉપર કાબુ ધરાવનાર પાર્લામેન્ટ વિષે ઉલ્લેખ કર્યો છે. ( લોગનનો ડિસ્ટ્રિક્ટ મૅન્યુઅલ ઑફ મલબારમાં ). વાયવ્ય સરહદ ઉપરના જીરગાહ જેમની નિમણુકો બ્રિટિશ મુલકમાં હવે કમિશનર અથવા ડેપ્યુટી કમિશનર કરે છે. તેઓ અસલના વખતમાં લડાઇ સુલેહ અને રાજ્યના બીજા અગત્યના પ્રશ્નોનો નિર્ણય કરનારી તાયફાવાળાઓની મંડળીઓના પ્રતિનિધિ છે. સરહદની પેલી બાજુ જીરગાહ લોકો હજુ કેટલીક જગ્યાઓમાં એ હકો ભોગવે છે. હિન્દની રાજકીય પરિસ્થિતિ પ્રજાકીય સંસ્થાઓના જીવન માટે અનુકૂલ ન હોતી. પરંતુ બ્રિટિશ સરકારે જ્યારે હિન્દનો કબજો લીધો ત્યારે પ્રજાકીય વહિવટનો જુસ્સો મરી ગયો ન હોતો એ તો ખુલ્લું છે.

૩. બ્રિટિશ સરકારે હિન્દનો કબજો લીધો તે વખતે સામાન્ય ગામડાંઓમાં પ્રજાકીય કારોબાર ચાલતો હતો તેની ભાગ્યેજ ના પાડી શકાશે. ઇંડો-આર્યન ધર્મના સામાજીક તથા રાજકીય પાયા તરીકે હિન્દી તત્ત્વવેત્તાઓએ સ્થાનિક સ્વરાજ્યની જે પદ્ધતિ ઘડી હતી તેના કરતાં વધારે કળાપૂર્વક યોજેલી તથા સત્તાના દુરૂપયોગ સામે વધારે અસરકારક ઉપાયોવાળી કોઇ પણ પદ્ધતિ યુરોપનો પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસ બતાવી શકતો નથી. ( જુઓ મી. હેવલનો હિન્દમાં આર્યન રાજ્યનો ઇતિહાસ ) ચઢાઇઓ, અંધાધુંની, અને એક પછી એક રાજ્યક્રાંતિ પછી ગ્રામ્ય પંચાયતો કેવી રીતે હયાત રહી શકી છે તે આમની સભાની સીલેકટ કમિટીના પાંચમાં રીપોર્ટમાં આબેહુબ વર્ણવેલું છે. આ પ્રશ્ન માટે સ્લીમૅનની મુસાફરી ( Sleeman's Travels ) અને મૅકસ મુલરનું What India can teach us એ બે ગ્રંથમાંથી પ્રમાણ મળશે. આ ગ્રામ્ય પંચાયતો દીવાની અને ફોજદારી ન્યાયનો અમલ કરતી. વરિષ્ટ સરકાર ગામડાંઓના વતનીઓ સાથે નહિ પણ આ પંચાયતો સાથે કામ લેતી. પંચાયતો વતનીઓ માટે કર અથવા મહેસુલ નક્કી કરતી. સરકારી જમીન નહિ પણ જાહેર જમીન તેમના હસ્તક રહેતી.

પંચાયત ચુંટાયેલા સભાસદોની બનતી. "આપણે ત્યાં ચુંટણી માટે મત આપનારાઓની લાયકાત, ગેર લાયકાત વિગેરે ચુંટણીના નિયમો સવિસ્તર છે. તે કોતરેલા લેખોમાં સાચવી રાખેવામાં આવ્યા છે." ( જુઓ પ્રાચીન હિન્દ, કૃષ્ણસ્વામી આયંગર કૃત્ પાનું ૧૬૯. વિન્સેન્ટ એ. સ્મિથની પ્રસ્તાવના સહિત ). પરંતુ તે નિયમો બ્રિટિશ સરકારની મહેસુલ અને દીવાની ફોજદારી ન્યાયની રૂઢીને અનુકૂળ નહોતા. ગામડાંના જુના અધિકારીઓને સરકારે સરકારી નોકરો બનાવ્યા અને તેઓ, પ્રજામત પ્રમાણે સરકારી જુલમગારો બન્યા. ગ્રામ્ય પંચાયતનો સ્વીકાર કરવામાં ન આવ્યો અને કેટલાક જીલ્લામાં તો તેનો કાયદો કરીને નાશ કરવામાં આવ્યો. સામાન્ય જમીનો સરકારની બની. બ્રિટિશ કાયદા અથવા વહિવટથી ઉભી કરેલી કહેવાતી ગ્રામ્ય સંસ્થાઓ પ્રાચીન પંચાયતો સાથે જરા પણ મળતી નથી. માત્ર ઉપર ટપકે પણ જેઓએ ગ્રામ્ય પંચાયતના ઇતિહાસનો અભ્યાસ કર્યો હશે તેમાંનો કોઇ પણ એમ કહી નહિ શકશે કે લોકોમાંથી પ્રજાકીય વહિવટનો જુસ્સો મૃત્યુવશ થયો છે.

૪. દરેક હિન્દી વકીલ જ્ઞાતિ મહાજનોથી વાકેફ છે. એ મહાજનો જ્ઞાતિની તકરારો પતાવે છે જેમાં વારંવાર તો મોટી રકમની મિલકતની માલકીની તકરારો હોય છે. જેઓ હિન્દી રાજ્યનીતિનું મુખ્ય લક્ષણ નિરંકુશતા હોવાનું જણાવે છે તેમને જ્ઞાતિના વહિવટ તરફની દલીલથી પણ સારો જવાબ મળે છે. આપણે હાલમાં વારસાને લગતા તથા તે કાયદા સાથે ગાઢપણે જોડાયલા હિન્દુ કાયદાઓનો વહિવટ કરીએ છીએ. પણ તે કાયદા માટે કાંઇ રાજાની મંજુરી લેવી પડી નહોતી. તે કાયદાઓ રાજાએ ઘડયા નહોતા પણ મહાન ધારાશાસ્ત્રીઓએ ઘડયા હતા. જ્ઞાતિઓ તથા ગ્રામ્ય પંચાયતો સમક્ષ આવતી તકરારોમાં તે કાયદાઓ લાગુ પાડવામાં આવતા હતા. માત્ર એકહથ્થુ સત્તા શિવાયની બીજી રૂઢી હિન્દુ વિચારને પ્રતિકુળ છે એ કહેવું સત્ય નથી.

૫. હિન્દીઓએ પોતાની જુદી જુદી સંસ્કૃતિઓમાંથી વિચારો તથા રૂઢીઓ ગ્રહણ કરવા ઉપરાંત બ્રિટિશ રાજ્ય હેઠળની પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓના વિચારો પણ ગ્રહણ કર્યા છે. છેલ્લાં ૩૫ વર્ષ થયાં, હિન્દીઓ ચૂંટાયલી અને પ્રતિનિધિઓવાળી મ્યુનિસિપલ બોર્ડ, જીલ્લા બોર્ડ, તાલુકા બોર્ડ, કોન્ગ્રેસ અને કોન્ફરન્સથી થોડે ઘણે અંશે પરિચિત થતા

ગયા છે. તેઓ ધારાસભામાં પણ પ્રતિનિધિત્વ દાખલ કરવા અરજ કરી રહયા છે. અને પ્રજાના પ્રતિનિધિઓ પ્રજાને લગતા સવાલોનો નિર્ણય કરે એવા રાજ્ય વહિવટ કરતાં વિશેષ બીજી કોઈ પણ પદ્ધતિ આજ વિચારશીલ હિન્દીઓને રૂચે તેમ નથી. હિન્દની હાલની સ્થિતિમાં કેવા સુધારાની જરૂર છે તથા કેવા સુધારા પ્રજામતને સંતોષ આપશે તે તપાસવા સારૂ આ પ્રશ્નપર હિન્દી પ્રજામત કેવી રીતે વૃધ્ધિ પામતો ગયો તે તપાસવું જરૂરનું છે.

મારા સહકારીઓએ આ દલીલોને કાંઈ યોગ્ય વજન આપ્યું નથી અને તેથી કરીને એવા જુદા જુદા ફેરફારો સૂચવ્યા છે, કે જે સુધારાની યોજનાના રીપોર્ટ અને ૨૦ મી ઑગસ્ટના જાહેરનામાથી વિરૂદ્ધ અને પરિસ્થિતિની જરૂરીઆતોને પહોંચી વળવા તદ્દન અયોગ્ય થાય છે. આ બતાવવા સારૂ, હું પ્રથમ સુધારાના રીપોર્ટમાંની સૂચનાઓ જણાવીશ. અને મારા સહકારીઓએ સૂચવેલા ફેરફારો વિષે ચર્ચા કરતાં પહેલાં, ૩૦ વર્ષ દરમિયાન વિકાસ પામેલા પ્રશ્નની સ્થિતિ તરફ ધ્યાન ખેંચીશ કે જેની તરફ મારા મત પ્રમાણે પુરતું ધ્યાન અપાયું નથી.

## યોજના—પ્રાંતિક વહિવટ.

૬. રીપોર્ટની યોજનાઓના ત્રણ વિશાળ ભાગો કરી શકાશે.

( ૧ ) સરકારના ચોકકસ ખાતાંઓ, જેવાં કે સ્થાનિક સ્વરાજ્ય વિગેરે, હિન્દી પ્રધાનોના કાબુ હેઠળ મુકવામાં આવશે. તેઓ પ્રાંતોમાં ધારાસભાને જવાબદાર રહેશે. ધારાસભા મોટે ભાગે પ્રજાએ ચુંટેલા સભ્યોની બનેલી હશે. અને તેથી કરીને તેમને પ્રતિનિધિઓ ગણી શકાશે. એ ખાતાંઓનો વહિવટ પ્રાંતનો ગવર્નર પોતાની સામાન્ય દેખરેખ હેઠળ, ચલાવશે.

( ૨ ) બીજાં ખાતાંઓ તે સ્વાયત્ત ( Reserved ) વિષયોનાં હશે. તેનો વહિવટ એક કારોબારી સભા ચલાવશે. સભામાં નો એક અમલદાર ઘણું કરીને અંગ્રેજ સિવિલિયન હશે અને બીજો હિન્દી હશે જેની નિમણુક ગવર્નરની ભલામણ ઉપરથી કરવામાં આવશે. પ્રધાન તથા ધારાસભા સ્વાયત્ત વિષયોના સંબંધમાં ઘણી લાગવગ ભોગવશે. કારણ કારોબાર મંડળ તથા પ્રધાનની સમસ્ત સભા એ એક સંયુક્ત સરકાર

થશે અને સઘળી અગત્યની બાબતો પર એકત્ર રીતે વિચાર ચલાવશે, જો કે દરેક ખાતા માટેનો નિર્ણય તેના કારોબારી અધિકારીઓજ કરશે. બજેટ ( અંદાજ પત્ર ) બન્ને માટે એકજ રહેશે, અને પ્રધાન તથા કારોબારી સભા વચ્ચે મતફેર થાય તો ગવર્નરને ચુકાદો આપવાનો અધિકાર રહેશે. એવી રીતે નક્કી કરેલા બજેટમાં ધારા સભા ગમે તે ફેરફાર કરાવી શકાશે. પણ તે એવી શરતને પાત્ર રહેશે કે ગવર્નર સ્વાયત્ત વિષયોના હિત ખાતર જરૂરનું ધારે તે બાબતમાં બજેટમાંનો અસલ ઠરાવ તે કાયમ રાખશે. અને છેવટે કોઈ પણ પ્રસંગે પ્રધાનની સંમતિ વગર કર આકારવામાં આવશે નહિ. એ ઉપરથી જણાશે કે આ ઠરાવોથી પ્રધાનને તથા ધારાસભાને સ્વાયત્ત વિષયોના વહિવટમાં ઘણી લાગવગ મળે છે. અને કારોબારી સભા, આડકતરી રીતે પણ, જુદા જુદા અગત્યના વિષયોમાં ધારાસભાના સુધારાને આધીન રહેશે. મારા મત પ્રમાણે હિન્દી સરકારે જે પાછળ હઠાવનારી સૂચનાઓ રજુ કરી છે તે જોતાં, સ્વાયત્ત વિષયો માટેની આ સૂચનાઓ ઘણી અગત્યની છે. સ્વાયત્ત વિષયોની યાદીમાંથી પરાયત્ત વિષયોની યાદીમાં ફેરવવા માટે પાર્લામેન્ટનું એક કમિશન મુદ્દતે મુદ્દતે તપાસ કરશે. પરાયત્ત વિષયોના વહિવટમાં પ્રધાન તથા ધારા સભાની ફતેહ, એજ કાંઇ સ્વાયત્ત વિષય, ( જે સાધારણ રીતે ઘણી જુદીજ તરેહનો હોય તે ) ને સોંપી દેવા માટે પુરતું કારણ ન થાય. પ્રધાન તથા ધારાસભા જે પ્રકારની સલાહ આપે તે તથા સ્વાયત્ત વિષયોને લગતી બાબતોમાં તેઓ જે દબાણ વાપરી શકે છે તે ઉપરથી, તેમને નહિ સોંપવામાં આવેલા વિષયોના વહિવટ સંબંધી તેમની યોગ્યતા માટે કમિશનને સંતોષકારક કારણો મળશે. વાસ્તે વહિવટની ઐક્યતાના સંબંધના આ ઠરાવો—પ્રધાન તથા ધારાસભાની સ્વાયત્ત વિષયો પરની લાગવગ—સુધારાના રીપોર્ટની યોજનાનો મુખ્ય ભાગ છે. હિન્દી દૃષ્ટિએ તે તેની અગત્યતામાં વધારો છે. સ્વાયત્ત વિષયોમાં કુદરતી રીતે જુદા જુદા અને અગત્યના વિષયો સમાયલા રહેશે જેમાં પ્રજામતને અનુસરીને મહાન્ વહિવટી તથા બીજા સુધારાઓ જરૂરના છે. આ ઠરાવોથી ધારા સભા તથા પ્રધાન જરૂરના અને હિતકારક સુધારા માટે આગ્રહ કરી શકશે. તેના પરિણામે, જો એ સુધારા અમલમાં મૂકવામાં ન આવે તો, તપાસ કરવા નિમાયલું કમિશન વહિવટની ખાત્રી માટે કારોબારી

મંડળને જવાબદાર ગણુશે અને તે મુજબ એ વિષયોનો વહિવટ પ્રધાન તથા ધારાસભાને સોંપવાને વ્યાજબી ઠરશે.

( ૩ ) ત્રીજા વર્ગના ખાતાંઓ એવા છે જે હિન્દુસ્થાન સરકાર, જેણે માત્ર પાર્લામેન્ટનેજ જવાબદાર રહેવાનું છે તેને હસ્તક રહેશે. તેઓ કોઇ પણ રીતે ધારાસભાને જવાબદાર રહેશે નહિ. પણ ધારાસભા તથા કારોબારી સભામાં હિન્દી તત્વ ઘણું વધારવાનું છે તેથી હિન્દુસ્તાન સરકારના નિર્ણયોપર સારી વગ ધરાવી શકાશે.

રીપોર્ટનું એક એ પણ લક્ષણ છે કે હિન્દુસ્થાન સરકારે પોતા પાસે બને તેટલા ઓછા, એટલે કે, દેશની સુલેહશાંતિ, વ્યવસ્થા અને સુવહિવટ માટે જરૂરના હોય તેટલાજ વિષયો રાખવાના છે. વાસ્તે, હિંદુસ્તાન સરકારની આ જોખમદારીને બંધબેસ્તુ થાય તે પ્રમાણે પ્રાંતિક સરકારોને બને તેટલું વધુ સોંપવાનું છે. એ જણાશે કે આ સદરહુ પ્રશ્નના એક મુખ્ય મુદ્દા ઉપરથી સિધ્ધ થશે. તે મુદ્દો એ છે કે હાલની પદ્ધતિ હેઠળ સુધારા અશક્ય નહિ તો મુશ્કેલ છે.

૭. આ સિધ્ધાંતો તથા માંતોને લગતી યોજના સામાન્ય રીતે હું સ્વીકારૂં છું. મારે કેટલાક ફેરફારો સૂચવવા પડશે. પણ તે આ સિધ્ધાંતોને ઘણાજ અનુકૂળ હશે અને ખરેખર તો તેનો હેતુ, પ્રાંતિક સરકારોને લાગુ પાડવામાં તેનો વધારે અમલ કરવા માટેનો છે. પણ હું હમણાજ બતાવીશ તે પ્રમાણે મારા સહકારીઓએ એ યોજના તદ્દન ફેરવી નાંખી છે. તેમણે ફેરફાર કર્યા પ્રમાણેની યોજના મુજબ, પરાયત્ત વિષયોને જેટલે સુધી લાગુ પડે છે તેટલે સુધી કાંઇજ જોખમદારી રહેલી નથી અને સ્વાયત્ત વિષયોના સંબંધમાં પ્રધાન તથા ધારાસભાની લાગવગ ઉડાવી નાંખવામાં આવી છે. તેમની સૂચનાઓના વ્યાજબીપણા માટે તેઓ પોતાનું અનુમાન રજુ કરે છે. તે અનુમાન એ કે સદરહુ યોજના પ્રમાણે જેઓને સત્તા સોંપવામાં આવશે તેમની સંખ્યા બહુજ નાની છે અને તેઓ તે સત્તાનો જનસમૂહના નુકશાનમાં દુરૂપયોગ કરશે, સુધારાની માંગણી એક નાના નજીવા વર્ગમાંથી કરવામાં આવે છે, રાજકીય પ્રગતિ સાથે કાર્યકુશળતા ઘટશે અને જે વહિવટ અત્યાર સુધી બ્રિટિશ ધોરણો તથા આદર્શોપર ચાલતો હતો તે ધીમે ધીમે હિન્દી લક્ષણવાળો બની જશે. સુધારાના રીપોર્ટમાં પણ એવાં ચિન્હો છે જે સૂચવે છે કે તેના ઘડનારાઓ

પણ સુધારાના ક્ષેત્ર પર અંકુશ મુકવામાં આ વિચારોથી દોરવાયા હશે. આ સંબંધી નીચેની વિગતો ધ્યાનમાં રાખવા જેવી છે.

૮. સને ૧૮૮૫ માં હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસ, બની શકે તો હિન્દુસ્તાન સરકારની આપખુદ સત્તા કમી કરવા અને તેને અંગ્રેજી ધોરણે તથા આદર્શોને અનુરૂપ કરવા સારૂ સ્થાપવામાં આવી હતી. આ હેતુ માટે એવી આશા રાખવામાં આવી હતી કે આપણી ફરિયાદો ખુદ હિન્દી તથા બ્રિટિશ સરકાર સમક્ષ તથા ધારાસભાના ચુંટાયલા સભ્યો દ્વારા રજુ કરવાથી દાદ મળશે. પહેલી કોન્ગ્રેસે પ્રજાની પડતી દશાને લીધે હિન્દી વહિવટના સંબંધમાં તપાસ કરવા માટે માંગણી કરી. બીજી કોન્ગ્રેસ જે સને ૧૮૮૬ માં કલકત્તા ખાતે મળી હતી અને જે હિન્દના જુદા જુદા ભાગોમાંના પ્રતિનિધિઓવાળી ખરેખર રીતે પહેલીજ કોન્ગ્રેસ હતી તેણે, મલિક મુઆઝમા માટે મુબારકબાદીનો ઠરાવ કર્યા પછી હેઠળનો ઠરાવ કર્યો હતો:—

“ આ કોન્ગ્રેસ હિન્દની વસ્તીના મોટા ભાગની ગરીબાઈ પ્રત્યે ગાઢ સહાનુભૂતિ દર્શાવે છે અને તે તરફ ગંભીર ભયની નજરથી જુએ છે. અને ( જો કે સરકાર તે તરફ બિલકુલ બેદરકાર નથી અને અમુક ઉપાયોનો વિચાર ચલાવે છે એ જાણવામાં છે છતાં ) તેની ચોકકસ ખાતરી થઈ છે કે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ દાખલ કરવી એ પ્રજાની ઉન્નતિના માર્ગ તરફનું સૌથી અગત્યનું વ્યવહારિક પગલું થઈ પડશે. ”

આ ઉપરથી માલમ પડશે કે હિન્દની વધતી જતી ગરીબાઈના સંબંધમાં અસરકારક રીતે ઉપાયો યોજવા માટે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓની માંગણી કરવામાં આવી હતી. વળી એ પણ નોંધ લેવા લાયક છે કે જનસમૂહની દરિદ્રતા દૂર કરવા માટે ઘણા સુધારા, જેવા કે કાયમની મહેસુલ પદ્ધતિ, હિન્દીઓને વધુ નોકરીમાં લેવા, દેશના વ્યાપારને ઉત્તેજન વિગેરે બાબત સૂચનાઓ કરવામાં આવી હતી. પણ તે સુધારા રદ્દ ગયા હતા અને ઉપલોજ ઠરાવ પસાર થયો હતો.

ત્રીજી કોન્ગ્રેસના સત્તાવાર હેવાલમાં નોંધેલું છે કે “જ્યાં સુધી દેશના વહિવટમાં વજનદાર અવાજ મેળવી શકાય નહિ ત્યાં સુધી તેમની દરિદ્રતામાંથી મહત્વનો ઉધ્ધાર મેળવવાની હિન્દની પ્રજા આશા રાખતી નથી.” વળી એમ ઉમેરવામાં આવ્યું છે કે ,બીજા કોઇ પણ કારણ કરતાં આ

ખાતરીને લીધેજ, પ્રતિનિધિત્વ મેળવવાની દિશામાં તેમના પ્રયત્નો વધારે મક્કમ અને આતુરતાપૂર્વક થતા જાય છે. તે મુજબ જ્યારે મુક્તિ ફોજ-વાળા જનરલ બુથે હિન્દના ભૂખે મરતાં કરોડો ગરીબોના તરફ કોન્ગ્રેસનું ધ્યાન ખેંચ્યું ત્યારે, સાતમી હિન્દી રાષ્ટ્રીય સભાએ ઠરાવ કર્યો કે હિન્દના ભૂખે મરતાં કરોડો ગરીબો જેમની શોકજનક સ્થિતિ કોન્ગ્રેસના અસ્તિ-ત્વનું મુખ્ય કારણ છે તેમના દુઃખોનું નિવારણ શાંત ઉપાયોથી થઈ શકશે નહિ. સર્વત્ર ફેલાયલું દુઃખ જેમાંથી ઉભું થાય છે તે પ્રતિકૂળ સંજોગોમાં ફેરફાર કરીને તથા પ્રજાનું નૈતિક ધોરણ ઉન્નત બનાવીનેજ કાંઈ ખરેખરી મદદ મળી શકશે. પહેલા ઉપાયના સંબંધમાં કોન્ગ્રેસના કાર્યક્રમમાં પ્રાથમિક રીતે જરૂરના સઘળા સુધારાનો સમાવેશ થાય છે. બીજાના સંબંધમાં દરેક પ્રાંતમાં અને દરેક જ્ઞાતિમાં, જાહેર અથવા ખાનગી સંસ્થા-ઓ દરવર્ષે વધુ ઉત્સાહથી કામ કરી રહી છે.

૯. તે વખતથી તે અત્યાર સુધી કોન્ગ્રેસ જે જે સુધારા માટે આગ્રહ કરી રહી છે તે જનસમૂહના હિત માટે ફરજીયાત કેળવણી, ઔદ્યોગિક ખીલવણી માટે યંત્રવિદ્યાની કેળવણી, મુખ્યત્વે કરીને સુખાકા-રીના હિતખાતર સ્થાનિક સ્વરાજ્ય, ન્યાયના વધારે સારા વહિવટ માટે ઈન્સાફી તથા કારોબારી ખાતાં જુદાં પાડવા, જમીન મહેસુલની પદ્ધતિમાં સુધારા કરવા, જમીન એ સરકારી મિલકત છે અને કારોબારી સભા તેનો મરજી પડે તેમ ઉપયોગ કરે એ સિદ્ધાંતનો ત્યાગ, મહેસુલને પ્રતિ-નિધિત્વ વાળી ધારાસભાના અંકુશ હેઠળ મૂકી જમીનના રાષ્ટ્રીય માલકી પણાનો સ્વીકાર, અને જાતિભેદ વગર જાહેર નોકરીઓમાં હિન્દીઓને વધારે પ્રમાણમાં દાખલ કરવા, એ વિષયોને લગતા છે. આ કોન્ગ્રેસે માંગેલા સૌથી અગત્યના સુધારા છે.

આ અને બીજા સુધારા તરફ સરકારનું ધ્યાન ખેંચનારા હિન્દીઓ હતા જેમની શક્તિ માટે જરા પણ શંકા નહોતી અને જેઓ પાછળથી સરકારી નોકરીમાં મોટા હોદ્દાઓ પર પહોંચ્યા હતા અને જેમની શકિત માટે કાંઇ પણ કહેવા પણ ન હતું. માત્ર કોન્ગ્રેસના મંડપમાંજ નહિ પણ બીજે ઠેકાણે પણ ચળવળ કરવામાં આવી હતી. પછીથી ધારાસભાના ચુંટાયલા સભ્યોએ એ ચળવળ ચાલુ કરી પણ આ સઘળું નિરર્થક ગયું.

ઉલટું પરિણામ એ આવ્યું કે અંગ્રેજી આદર્શો હિંદને અનુકૂળ નથી એવું બહાનું કાઢીને સિવિલિયનોએ હિંદની પ્રગતિ સામે મજબુત વિરૂદ્ધતા દર્શાવી. મી. ગોખલે એ કહ્યું હતું કે " શુભેચ્છા દર્શાવવામાં ઐક્યતા, સુધારા માટે વ્યક્તિગત જુદી જુદી સૂચનાઓ, ચોક્કસ ઠરાવો સામે સામાન્ય વિરૂદ્ધતા, અને બ્રિટિશ પ્રજાના સ્પષ્ટ ઇરાદા અને હુકમોનો અનાદર નહિતો તે તરફ બેદરકારી એજ માત્ર સિવિલિયનોના વલણના ખાસ લક્ષણો છે. " જે કોઈ હિન્દી રાજ્યદ્વારીએ હિન્દના જાહેર જીવનમાં ભાગ લીધો છે અથવા દેશના ખરેખરા કારોબારનો જેને અનુભવ છે તે એવા નિર્ણય પર આવ્યો છે કે દેશનો ખરેખરો વહિવટ ચલાવતા સિવિલિયનો જે ખરૂં જોતાં સરકાર છે તેમના હાથ તળે, દેશના હાલના સંજોગો જોતાં જરૂરની એવી કાંઈ પણ ખરી પ્રગતિની આશા રાખી શકાય નહિ. તેના પરિણામે કાયદેસર ચળવળ કરનાર તરફથી હમણા રજુ કરવામાં આવ્યા છે તે સુધારાની માંગણી થઈ છે. ગેરવહિવટને લીધેની ફરયાદો, અને હાલના સંજોગોમાં દાદ મેળવવાની તેમની દેખીતી નિરાશા એજ ફિતુર અને રાજ્યક્રાંતિની ચળવળના કારણો છે. પછીથી સ્વરાજ્ય માટેની સ્વાભાવિક ઇચ્છા અને લડાઇ પછીના સંજોગોએ સુધારા માટેની માંગણી મજબૂત કરી છે. આ માંગણીનું મૂળ સુધારાના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે તેમ અંગ્રેજી કેળવણી પામેલા હિન્દીઓની દેશના કારોબારમાં વધુ ભાગ લેવાની અથવા સ્વરાજ્ય માટેની ગમે તેવી પણ કુદરતી ઇચ્છામાંજ સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને નથી. જો કે નિઃશંક થોડા આગળ વધેલા વિચારકો હતા જેમણે સ્વરાજ્યની માંગણી ૩૦ વર્ષ પહેલાં પણ કરી હોત. સુધારાને પ્રથમ અંગ્રેજી આદર્શો પ્રમાણે કારોબારમાં સુધારો કરવાના ઉપાય તરીકેજ ગણવામાં આવતા હતા, અને હમણા પણ ઘણાઓ એમજ માને છે. પણ હવે સ્થિતિએ બીજું સ્વરૂપ લીધું છે, અને દરેક ખાતામાં હિન્દીઓને લેવામાં આવે અને સ્વરાજ્ય આપવામાં આવે તોજ સાર્થકતા થશે અને ફરિયાદ કરેલા સઘળા દુઃખોનું નિવારણ થશે એમ માનવામાં આવે છે.

૧૦. આ હિલચાલના વિરોધીઓ એમ કહેતા કે કોન્ગ્રેસ બંગાળીઓ અને દક્ષિણ હિન્દના બ્રાહ્મણોએ શરૂ કરી છે. સમસ્ત હિન્દ તેમાં સામેલ નથી. આ બંગાળીઓ તથા દક્ષિણવાસી બ્રાહ્મણો સાથે મરાઠાઓને કાંઇ

પણ સંબંધ નથી એમ જાહેર કરવા માટે તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેનો જવાબ આપણે હવે જાણીએ છીએ. મુસલમાનોને ચેતવણી આપવામાં આવી હતી કે ચોકકસ વર્ગ તરફથી ચલાવવામાં આવતી ચળવળ સરકાર સહન કરી લેશે પરંતુ મુસલમાનો પ્રત્યે તેટલી સહનશીલતા બતાવવામાં આવશે નહિ. કોન્ગ્રેસ તેમની વિરૂદ્ધ છે એમ તેમને સમજાવવામાં કાંઇ પણ પ્રયત્નો બાકી રાખવામાં આવ્યા ન હતા. સુધારા વિરૂદ્ધ મુસલમાનોનું વલણ માત્ર વિવાદની જરૂરીઆતો પુરતુંજ લઇ શકાય. ખરેખર તો તેમનો આગળ વધેલો વર્ગ, હિન્દુઓ માંગે છે તેના કરતાં પણ વધારે સુધારા માંગે છે. કોન્ગ્રેસના વિરોધીઓને ખાતરી હતી કે સીખ અને પંજાબી લોકો જેવી કોમ સ્વરાજ્યની વિરૂદ્ધ પડશે. હવે સ્વરાજ્યના અનુયાયીઓ પંજાબમાં છે તેના કરતાં વધારે મજબૂત હશે કે કેમ તે વિશે શંકા રહે છે. દિલ્હીની છેલ્લી કોન્ગ્રેસમાં પંજાબના મકકમ ઠરાવને લીધેજ સુધારાના રીપોર્ટના કરતાં પણ આગળ પડતા સુધારા માંગવાની કોન્ગ્રેસને ફરજ પડી. બ્રાહ્મણેતર તથા પછાત વર્ગને પોતાની રાજકીય અનાથતા તથા કંગાળ દશાનું ભાન આવ્યું છે અને જે સરકારે છેલ્લા સો વર્ષ થયાં તેમને આ સ્થિતિમાં રહેવા દીધા છે તેના પર હવે વધારે આધાર રાખવાનું મુકી દઇ પોતાના ભવિષ્યના નિર્ણયમાં મજબૂત ભાગ માંગે છે. એટલુંજ કહેવું બસ છે કે તેઓ વાઇસરૉયની કારોબારી સભા સુદ્ધાં સઘળી કારોબારી સભામાં અર્ધા સભ્યો હિન્દીઓ માંગે છે અને ગ્રાંડ કમિટી તથા સ્ટેઈટ કાઉન્સિલના અંકુશ વગરની ધારાસભાઓમાં ચુંટાયલા સભ્યોની બહુમતિ માંગે છે અને તેમનું હિત કોમી પ્રતિનિધિત્વદ્વારા પુરતી રીતે જાળવવા કહે છે. સ્વરાજ્યથી તે ઉપર જણાવેલી પછાત વર્ગની માંગણી સુધીના મોટા પ્રમાણનાં સુધારાની માંગણીઓ હવે સામાન્ય થઈ છે.

સને ૧૮૫૭ ના બળવા પછી સર સૈયદ આહમદે જણાવ્યું હતું કે દેશની ખરેખરી સ્થિતિથી અંગ્રેજોની તદ્દન અજ્ઞાનતા એ બળવા માટે જોખમદાર છે અને તેણે દેશની જરૂરીઆતોની અંગ્રેજી રાજ્યકર્તાને માહિતી આપવા માટે ધારાસભામાં હિન્દી સભ્યોની નિમણુકની હિમાયત કરી હતી. સરકારે નીમેલા માણસો આ હેતુ માટે તદ્દન બિનઉપયોગી નીવડયા હતા. નિમણુક કરવાનું તદ્દન નિષ્ફળ માલમ પડયું. પ્રજાના અધિકારીઓને

કાયદેસર પ્રતિનિધિઓ સારી રીતે માહિતગાર રાખશે તો દેશના લોકોની સ્થિતિ ઘણી સુધરશે, એવી આશાથી કોન્ગ્રેસે ધારાસભામાં પ્રતિનિધિત્વ માંગ્યું હતું. લાર્ડ લેન્સડાઉને ચુંટણીનું તત્વ દાખલ કર્યું પણ કાંઇ ખરો સુધારો થયો ન હોતો. પંદર કરતાં વધુ વર્ષનો તેમનો પ્રયત્ન ફોગટ ગયો. તેમને કહેવામાં આવતું કે તેઓ પોતે દેશની સ્થિતિથી વાકેફ નથી, અધિકારીઓ વધારે સારી રીતે જાણે છે; અને તેમનો મજબૂત વાંધો છતાં એવા કાયદા કરવામાં આવ્યા, અને એવી રીતે વહિવટ ચલાવવામાં આવ્યો કે જેથી દેશમાં રાજદ્રોહ વધવા લાગ્યો. ધારાસભામાં લોકોનો ખરો મત રજુ થતો નથી, એવો ઠપકો ન મળે તેટલા સારૂ પ્રજાના જુદા જુદા વર્ગોના પ્રતિનિધિત્વનો બંદોબસ્ત કરવા સારૂ લોર્ડ મોર્લીએ ધારાસભાઓને વિસ્તૃતકરી. હિન્દીઓ અધિકારીઓના વિચાર માટે પોતાના મત ઘડી કાઢી શકે અને અધિકારીઓ જવાબમાં તેના કારણો આપી શકે તેથી સભામાં ઠરાવો લાવવા માટેની સગવડ કરવામાં આવી. વળી તેણે બીજો અગત્યનો સુધારો એ કર્યો કે કારોબારી સભામાં હિન્દીઓની નિમણુક કરવી જોઇએ જેથી તેઓ પ્રજાના વિચારોને સ્વીકારવા પોતાના સહકારીઓ પર દબાણ કરી શકે. આ અખતરો પણ જોઇએ તેટલો લાંબો વખત અજમાવવામાં આવ્યા પછી પણ નિષ્ફળ નિવડયો છે. અને માત્ર કોન્ગ્રેસ અને દેશના પ્રજાકીય નેતાઓજ નહિ પણ હિન્દના સઘળા વિચારશીલ માણસો એવા નિર્ણય પર આવ્યા છે કે હાલનું રાજ્યતંત્ર દેશના શાંતિજનક અને સારા વહિવટ માટે સંપૂર્ણ નથી.

યુરોપના મહાન્ રાજકીય સુધારા માટેની માંગણીના હાલના બનાવોથી ઉત્તેજીત થયેલી પ્રજાની રાજકીય જાગૃતિ વિષે સુધારાના રીપોર્ટમાં જે સૂચન કરવામાં આવ્યું છે તે તદ્દન ખરૂં છે, એટલુંજ નહિ પણ તે રાજકીય જાગૃતિની તીવ્રતા તથા વિસ્તૃતતા ઘણીજ ન્યૂન દેખાડી છે. ધારાસભાની નિષ્ફળતાને લીધે અમલદારો તથા બિન અમલદારો વચ્ચેનો અંતરપટ તથા અસંતોષ વધતો જાય છે તે બતાવવામાં તદ્દન વ્યાજબી છે. પણ તે આ અધિકારીઓના વલણને આભારી છે તે મારા ધારવા પ્રમાણે સંપૂર્ણ રીતે બતાવવામાં આવ્યું નથી. સુધારા માટે રજુ કરવામાં આવતા બીજા કારણ ઉપર હું ચર્ચા કરવી જરૂરની ધારતો નથી કારણ કે તે સામાન્ય રીતે કબૂલ કરવામાં આવે છે. તે કારણ એ કે હિન્દના

હાલના રાજ્ય વહિવટ હેઠળ કોઈ પણ પ્રાગતિક રાજ્યનીતિ દાખલ કરવાનું અથવા અમલમાં મૂકવાનું અશકય નહિ તો અત્યંત મુશ્કેલ છે.

૧૨. રીપોર્ટમાં સુધારા માટે જે કારણો આપવામાં આવ્યા છે તે હું ઉપર જણાવી ગયો છું અને તે ઉપરથી મોટા ફેરફારો કરવાનું જરૂરનું જણાય છે. પણ રાજકીય નેતાઓ તો સુધારા જુદાજ કારણસર આવશ્યક લેખે છે. સુલેહ શાંતિ, વ્યવસ્થા, અને સુરાજ્યવહિવટ, એટલે કે, અંગ્રેજી આદર્શો મુજબ કુશળ વહિવટ માટેજ તે જરૂરના ધારે છે. હાલનો કરોબાર કાર્યસાધક નીવડયો નથી. મુંબઇ ઇલાકામાં મરકી વખતે થયેલાં તોફાનો કોઈ પણ પ્રજાસત્તાક અથવા પ્રજાકીય વહિવટ હેઠળ થવા દેવામાં આવતે નહિ. મિલ મજુરોની સ્થિતિ સુધારવાના મી૦ ચીદામ્બરમ પિલાઇના પ્રયત્નોની તથા સ્વદેશી સ્ટીમ નેવિગેશન કંપનીની આડે આવવા માટે મદ્રાસ ઇલાકામાં મી૦ આશેનું ખુન થયું હતું. સારા રાજ્ય વહિવટની સામાન્ય સ્થિતિમાં પણ આવું બની શકતે નહિ. પૂર્વ બંગાળના બનાવો જે રાજ્યદ્રોહ અને રાજ્યક્રાંતિની ચળવળોનું પ્રત્યક્ષ કારણ છે તે પ્રજાકીય વહિવટ હેઠળ વસ્તુતઃ અસંભવિત થાત. સને ૧૯૦૭ માં પંજાબની અશાંતિનું મૂળ કારણ ધારાસભામાં પસાર કરવામાં આવેલો એક કાયદો હતો કે જે સિપાઇઓ અને લશ્કરી વર્ગના વિરોધને લીધે વડી સરકારે નામંજુર કર્યો હતો. સામાન્ય કાયદાની અદાલત તથા બીજા સલામતીના ઉપાયો જે સુધરેલા દેશોમાં નિર્દોષના રક્ષણ માટે જરૂરના ગણાત તે પ્રજા પાસેથી છીનવી લેવા, તથા અંગત સ્વતંત્રતા, તેમજ છાપા અને ભાષણની છુટ કારોબાર મંડળના અંકુશ હેઠળ મૂકવા સારૂ ધારાસભા આગળ જે ખરડા રજુ થયા છે તેજ પુરાવો આપે છે કે જે સ્થિતિ માટે સરકારને એવા કાયદા કરવાનું આવશ્યક લાગ્યું તે સ્થિતિ માટે જોખમદાર રાજ્યપદ્ધતિમાં મહાન સુધારાની જરૂર છે.

ન્યાત જાતના અને કોમના ભેદને લઇને ઉભી થતી મુશ્કેલીઓ સુધારાને આડે આવવાને બદલે મહાન રાજકીય સુધારાની આવશ્યકતા સૂચવે છે. અને જો જુદી જુદી કોમોના આગેવાનોને તેમના મતભેદો પોતાની મેળેજ બતાવવા દેવામાં આવે તો એવી તકરારો તદ્દન બંધ નહિ તો ઘણીજ ઓછી થઈ જશે, એમ માનવાને ઘણું સારૂં કારણ છે.

આ દેશના જનસમૂહના હિત ખાતર પણ મહાન રાજકીય સુધારા જરૂરના છે. તેમની સ્થિતિમાં કાંઇ પણ સંગીન સુધારો કરવાને માટેના કેળવાયલા વર્ગોના પ્રયત્નો નિષ્ફળ ગયા છે. સરકારે જરૂરના પગલાં લીધાં નથી એટલુંજ નહિ પણ તેમણે કેળવાયલા વર્ગોના પ્રયત્નોને ટેકો સરખો પણ આપ્યો નથી.

આ ઉપરાંત, જુદા જુદા સુધારા માટે આજ સુધી વચનો આપવામાં આવ્યા હતા તે ભોગવી શકાય તેટલા સારૂ રાજ્ય બંધારણમાં ફેરફાર કરવાની જરૂર છે. હિન્દીઓને જાહેર નોકરીમાં જાતિભેદ વગર દાખલ કરવાના વચનો પાળવામાં આવ્યા નથી. જમીન મહેસુલના વહિવટમાં જે સુધારાની અગત્ય છે તે માટે સરકારે વચન આપ્યું હતું પણ તે ખેંચી લેવામાં આવ્યું છે. ઇન્સાફી તથા કારોબારી વહિવટ જુદા પાડવાનું હિન્દુસ્તાન સરકારે વચન આપ્યું હતું. તેનો હજુ અમલ કરવામાં આવ્યો નથી. સ્થાનિક સ્વરાજ્યના લૉર્ડ રિપન તથા લાર્ડ મોર્લીના હુકમોની અવગણના કરવામાં આવી છે, નામદાર શહેનશાહની કેળવણી વિષેની ઇચ્છાઓ બર લાવવામાં આવી નથી, તથા ઉદ્યોગોના સજીવન માટે જરૂરના પગલાં લેવામાં આવ્યા નથી. આ સર્વેમાં વચનનો સમય હવે પસાર થઇ ગયો છે અને તેનો ખરેખરો અમલ કર્યા વગર એવા જાહેરનામાને કાંઇ પણ વજન આપવામાં આવશે નહિ.

આ સંજોગોને લઇનેજ કોન્ગ્રેસ તથા મુસ્લીમ લીગે તથા ધારાસભાના બિનઅધિકારી પ્રતિનિધિઓએ પ્રતિનિધિત્વવાળી ધારાસભા માટેની, કારોબારી મંડળને એવી સભાને આધીન રાખીને જોખમદાર રાજયતંત્ર માટેની, તથા કારોબારી સભા પ્રજાની માંગણીની તદ્દન અવગણના કરે એવી સ્થિતિ ન થાય તે માટે કારોબારી સભામાં હિન્દી તત્વ ઘણા વધારે પ્રમાણમાં દાખલ કરવાની માંગણીઓ ઘડી કાઢી અને તે માંગણીના જવાબમાંજ બ્રિટિશ સરકારે, હપ્તે હપ્તે સ્વરાજ્ય આપવા વચન આપ્યું છે, અને તે વચનનો અમલ કરવા એકદમ સંગીન પગલાં ભરવાની ભલામણ કરી છે.

સુધારાને લીધે સત્તા એવા માણસોના હાથમાં જશે કે જેઓ જનસમૂહના હિત માટે ઉલટ ધરાવતા નથી એમ કહેવું તે સત્ય નથી. અને ખુદ જનસમૂહને પણ સત્તા સોંપવાનું બની શકે તેમ છે. સુધારાની

માંગણી સામાન્ય છે અને તેનું પરિણામ એજ આવશે કે હિન્દી કારોબારમાં બ્રિટિશ ધોરણો તથા આદર્શો લાગુ પાડવામાં આવશે. સરકારી અભિપ્રાય એવો છે કે સરકાર જનસમૂહનું હિત ઉત્તમ રીતે સમજે છે અને તેમનું હિત જાળવે છે અને સત્તા, કેળવાયલા વર્ગને સોંપવાથી જનસમૂહને હાનિ પહોંચવાનો સંભવ છે. પરંતુ આ સંબંધી ચંપારણ્ય અને ખેડાના બનાવો તરફ હું ધ્યાન ખેંચીશ. (જુઓ પરિશિષ્ટ 'અ') બીજા કારણોસર પણ તે બોધદાયક છે.

આ બધું ધ્યાનમાં રાખીને હું સૂચવેલા સુધારા તરફ વળીશ.

## પરાયત્ત ખાતાંઓ.

૧૩. પ્રથમ આપણે પરાયત્ત ખાતાંઓ એટલે કે પ્રધાનો તથા ધારાસભાના કાબુ હેઠળ રહેવાના છે તે વિષયોનો વિચાર કરીશું. સુધારાની યોજનાના રીપોર્ટ પ્રમાણે, જો કે ગવરનરને શરૂઆતથીજ સર્વોપરિ સત્તા સોંપવામાં આવી નથી તો પણ પોતાની સંમતિનુ પરિણામ ગંભીર જણાય તેવી બાબતોમાં તે મંજુરી આપશે નહિ. મારા સહકારીઓ આ કબુલ રાખે છે કે કેમ તે વિષે મને ખાત્રી નથી. જો તેઓ કબુલ થતા ન હોય અને ગવરનરને વધુ સત્તા સોંપવાનું કહેતા હોય તો હું તેમના મતને મળતો થઈશ નહિ. તેમણે જે નવી સૂચનાઓ કરી છે તેમાં એવી રીતે વચ્ચે પડવાનું સુચવેલું છે. પ્રધાનો તથા ધારાસભાઓના હાથ તળે વફાદાર અને તેમને સોંપવામાં આવે તે કામ બજાવી શકે એવા લાયક માણસો હોય નહિ તો તેઓ ફતેહમંદરીતે વહિવટ ચલાવી શકે નહિ. એ કબુલ કરવામાં આવશે એવી મારી ખાત્રી છે. રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે તેમ શરૂઆતથીજ પ્રધાનોને પોતાના ખાતાંઓ માટે માણસો ગોઠવવાનું સોંપવામાં આવે તો તે અખતરો નિષ્ફળ જશે. અને તેથી સદરહુ રીપોર્ટમાં હાલમાં છે તેમ જાહેર નોકરીના માણસો પ્રધાનોને હસ્તક સોંપ્યા છે અને તે સર્વેને પુરતું રક્ષણ આપવું એમ પણ ઉમેરવામા આવ્યું છે. હવે હિન્દુસ્થાન સરકાર એ નોકરોને જુદી જુદી રીતે યોગ્ય રક્ષણ આપે છે તે વિષે ધ્યાન ખેંચવાની જરૂર નથી. પણ નવી યોજના અમલમાં આવે ત્યારે જાહેર નોકરી માત્ર પ્રધાનને સોંપવાને બદલે પ્રધાનોને પોતાની રાજ્યનીતિનો અમલ કરવા સારૂ એવાજ અમલદારો

સ્વીકારવાની ફરજ પાડવામાં આવશે. તેનું પરિણામ એ આવશે કે પ્રધાનોને એવા અમલદારો સાથે કામ લેવું પડશે કે જે, પ્રધાન અને ધારાસભાના મતથી એટલા તો વિરૂદ્ધ હશે કે તેમણે નક્કી કરેલી રાજ્યનીતિનો તેઓ બરાબર અમલ કરશે નહિ. અને ગવર્નર તથા પ્રધાન બેઉની, તેને દૂર કરીને પોતાની રાજ્યનીતિઓ બરાબર અમલ કરે તેવા અમલદારોને નીમવાની ઇચ્છા હોય તો પણ તેને રાખવાની ફરજ પડશે. દાખલા તરીકે, જો ગવર્નર અને પ્રધાન સુખાકારીની અમુક ગોઠવણો કરવા સારૂ ઈંગ્લાંડથી આરોગ્યતા માટે એક નિપુણ લાવવા ઇચ્છતા હોય તો તેમને તે છુટ રહેશે નહિ. તેજ પ્રમાણે અમુક સેટલમેન્ટ અથવા ખેતીવાડીના કામના વડા તરીકે સનદી નોકરીના અમલદાર જે, નોકરીના સાધારણ નિયમ મુજબ નિમાય છે તેને બદલે ખેતીવાડીના નિપુણને નીમવાની ગવરનર તથા પ્રધાનની ઇચ્છા હોય તો પણ તેમને હક રહેશે નહિ. પણ તે મામુલ પ્રસંગે જે માણસની નિમણુક થઇ શકે તેનેજ સ્વીકારવો પડશે.

અમે એવો ઠરાવ કર્યો છે કે આવા અમલદારોની નિમણુક હિન્દી વજીરની મંજુરીથી અથવા તેની રૂયે અને તે ઠરાવે તેવી કાનુનો મુજબ કરવી. વાસ્તે હું એવી સુચના કરૂં છું કે હિન્દી વજીરની મંજુરીથી પ્રધાન, પોતાના હાથ તળેની જગ્યાએ નોકરી બહારના કોઇ પણ શખસની નિમણુક કરી શકે અથવા તેને નીમવાને હિન્દી વજીરને લખી શકે. આ બાબતોમાં હિન્દી વજીર વચ્ચે આવે છે એટલે પુરતી સાવચેતી રહેશે.

૧૪. આ સવાલનો જ્યારે આપણે ગવર્નર સાથેના સંબંધનો વિચાર કરીએ છીએ ત્યારે તે ઘણોજ અગત્યનો થઇ પડે છે. મારા સહકારીઓના મત પ્રમાણે ખાતાના કાયમના ઉપરીઓ તથા સેક્રેટરીઓને એમ લાગે કે અમુક બાબતો ગવરનરે જોવી જોઇએ તો તે તરફ તેનું ધ્યાન ખેંચવા સારૂ તેની પાસે તેઓ જઇ શકે. એટલે કે, પોતાના ઉપર અમલ કરતા પ્રધાનોનાં કોઇ પણ નિર્ણય વિરૂદ્ધ તેઓ ગવરનરને અપીલ કરવાને ખાતાના કાયમના ઉપરીને અથવા સેક્રેટરીને હક છે. મારા સહકારીઓ એવી આશા રાખે છે કે ચોક્કસ જાતની કંઈ સત્તાળી બાબતો તથા ઘણા મહત્વની કંઈ બાબતો નિયમસર ગવર્નરની સમક્ષ લાવવી જોઇએ તે ગવર્નર પોતે ફરમાવશે. સ્વાભાવિક રીતે એનું પરિણામ એ આવે કે

પ્રધાનોનો દરજ્જો પોતાના હાથ નીચેનાઓની દૃષ્ટિમાં નબળો પડશે. ટુંકામાં ગવર્નર અને સેક્રેટરી તેને નામનોજ ઉપરી કરી મુકશે. હું નથી ધારતો કે સુધારાની યોજના ઘડનારાઓનો આવો વિચાર હોય અને હું તે વ્યાજબી પણ ધારતો નથી. કોઇ પણ સેક્રેટરી કે ખાતાના ઉપરીને એવા કામ માટે ગવર્નર પાસે જવાની સત્તા હોવી જોઇએ નહિ. ગવર્નર અને પ્રધાનની વચ્ચે કોઇએ પણ આવવું જોઇએ નહિ. ચોક્કસ જાતની બાબતમાં ગવર્નરની સલાહ લેવી એમ ખુદ પ્રધાનને કહે તે જુદી વાત છે અને પ્રધાનની વિરૂદ્ધ ચુકાદા માટે એવી બાબતો સેક્રેટરીને લાવવા દેવી એ તદ્દન જુદી વાત છે.

૧૫. મારા સહકારીઓએ બીજો એક સખત ફેરફાર સુચવ્યો છે. તેમનો એવો મત છે કે પરાયત્ત વિષયોને લગતા કોઈ પણ ખરડામાંની સુચનાથી, પ્રાંતની સુલેહ શાંતિ સમાધાની વીગેરેને અથવા સ્વાયત્ત વિષયના હિતને બાધ આવતો હોય તો તે ખરડો ગ્રાંડ કમિટીને મોકલવાની ગવર્નરને સત્તા હોવી જોઇએ. ખરા વહિવટમાં તો આથી પરાયત્ત વિષયો ઉપરનો પણ ધારાસભાનો અંકુશ દૂર થાય છે. કારણ કે પરાયત્ત વિષયોને લગતા લગભગ સઘળા ખરડા ગવર્નર લાવી શકે અને તેના હુકમ સામે આમાંની કોઈ શરત મુજબ મારા સહકારીઓના મત પ્રમાણે અપીલ થઈ શકે નહિ. આપણે એક ચોકકસ દાખલો લઇએ. જો કોઇ પ્રધાન સુખાકારી અથવા કેળવણીને લગતો ખરડો રજુ કરવા ઈચ્છે તો તે પગલાંથી લોકો નાખુશ છે અને તેથી અવ્યવસ્થા થવાનો સંભવ રહે એવી દલીલ લાવીને ગવર્નર તે ખરડો ગ્રાંડ કમિટીને સોંપી શકે. વાસ્તે આપણે એમ ધારી શકીએ કે ધારાસભા અત્યાર સુધી જેટલી નિર્બળ છે અને ભવિષ્યમાં સ્વાયત્ત વિષયોમાં થશે તેટલીજ નિર્બળ કાયદેસર રીતે જોતાં પરાયત્ત વિષયોમાં પણ રહેશે. આ સુધારાના રીપોર્ટથી વિરૂદ્ધ છે અને હું તે સ્વીકારી શકતો નથી.

૧૬. વળી મારા સહકારીઓ, અમુક સંજોગોમાં સઘળાં ખાતાંઓ પ્રધાન પાસેથી લઇને કારોબારી મંડળને સોંપવાની ગવર્નર તથા હિન્દી વજીરને સત્તા આપવાનું કહે છે. એ તો જાણવું જોઇએ કે ગવર્નરને પ્રધાનને કાઢી મુકવાની સત્તા છે; ધારાસભા વિખેરી નાંખવાની તેને સત્તા છે. પણ આટલું બધું છતાં, જો ધારાસભાઓ તથા પ્રધાનો તેને

પોતાની વિરૂદ્ધ માલમ પડે તો, ગવરનર સાચો હોવો જોઇએ અને સઘળી ધારાસભા ખોટી છે એમ માની લઇ પ્રધાન પાસેથી દરેક ખાતું લઇ લેવાની તેને સત્તા આપવાનું કહેવામાં આવે છે. પ્રગતિ સ્તબ્ધ સામે રક્ષણ માટે તેઓ માત્ર આટલુંજ માંગે છે, જે ફિતુરી અને બિન-જોખમદાર પગલાંના અટકાવ તરીકે પ્રાંતના વહિવટને પ્રાણઘાતક થઈ પડે. આ મત એવી ધારણાથી રજુ કરવામાં આવ્યો છે કે ધારાસભા અને પ્રધાનના પગલાં, જ્યારે જ્યારે તે ગવર્નરના મતની વિરૂદ્ધ હોય ત્યારે અવશ્ય ફિતુરી અને બિન જોખમદાર હશે.

મારા ધારવા પ્રમાણે સુધારાની યોજનાને જડમૂળથી ઉખેડી નાંખવાની સત્તા ગવર્નરને અથવા હિન્દી વજીર જે ગવરનરનુંજ ભુંગળું ફુંકશે તેને હોવી જોઇએ નહિ. આ સુચના સુધારાના રીપોર્ટની ભાષા તથા ભાવથી તદ્દન ઉલટી છે અને તે સામે રીપોર્ટમાં નાપસંદગી બતાવવામાં આવી છે. રીપોર્ટમાં કારોબારીસભાને ધારાસભા ઉપર આવી સત્તા આપવામાં આવી નથી અને જો તે કદાચ આપે તો તે નિષ્પક્ષપાત પાર્લામેન્ટની કમિશન દ્વારા ખુલ્લી તપાસ થયા પછીજ આપે છે. યોજના પ્રમાણે રચાયલી બે ઉપરા ઉપરી ધારાસભા ગવર્નરના ઠરાવથી પ્રત્યક્ષ વિરૂદ્ધના નિર્ણયોપર આવે તો મારા મત પ્રમાણે ગવર્નર ભૂલ કરે છે એ ધારણા સબળ થાય છે અને તેમના વિચારોનો અમલ કરવો જોઇએ. આવા સંજોગોમાં આ સત્તા આપવી એ બંધારણવાળા રાજ્ય વહિવટના સિદ્ધાંતોની વિરૂદ્ધ થશે અને એવા બંધારણવાળા રાજ્ય વહિવટથી વિરૂદ્ધ ભાવસૂચક થશે. કોઇ એકાએક કટોકટીના પ્રસંગ માટે જરૂર પડે તો વાઇસરૉયની ફરમાનોની સત્તા છે. હિન્દુસ્થાન સરકારને વચ્ચે પડવાની કેટલીક સત્તા આપવાનું યોજાયલું છે જેથી સઘળા કટોકટીના પ્રસંગોને પહોંચી વળાશે; તેથી કરીને ખાસ આ સત્તા આપવા હું વિરૂદ્ધ છું.

૧૭. નીચેના કારણોસર પરાયત્ત વિષયોમાં વચ્ચે પડવાની હિન્દુસ્તાન સરકારને સત્તા આપવાની સુચના કરવામાં આવી છેઃ—

( ૧ ) હિન્દુસ્તાન સરકારના વિષયોના વહિવટના રક્ષણ માટે.

( ૨ ) હિન્દના અથવા એક કરતાં વધારે પ્રાંતના હિત માટે ઇષ્ટ હોય તે પ્રસંગે કાયદાનું સરખાપણું જાળવવા.

( ૩ ) હવે પછી નક્કી કરવામાં આવે તેટલી હદ સુધી જાહેર નોકરીનું રક્ષણ કરવા.

( ૪ ) એક કરતાં વધારે પ્રાંતને અસર કરતા પ્રશ્નોનો નિર્ણય કરવા માટે.

૧૮. વળી મારા સહકારીઓ ભલામણ કરે છે કે સ્વાયત્તખાતામાં થયેલા નિર્ણયને લીધે ગવર્નરના મત પ્રમાણે પરાયત્ત ખાતામાં અમુક પગલું ભરવાની જરૂર પડે અને પ્રધાન તે સામે વાંધો લેય તો પરાયત્ત ખાતામાં પણ હુકમો કાઢવાની ગવર્નરને સત્તા આપવી જોઇએ. સ્વાયત્ત ખાતામાં પણ એવા સંજોગોમાં ગવર્નર ખાસ હુકમો કાઢે તો તેમાં કાંઇ પણ ફેર રહેતો નથી. આનું પરિણામ એ આવે કે પ્રધાનની સત્તામાં વધારે કાપકુપ થશે.

૧૯. કારોબારીસભા અને પ્રધાનોના કામ માટેની વહેંચણીને લગતી નવી સૂચનાથી પ્રધાનોને કારોબારીસભાને સંપૂર્ણપણે આધીન બનાવાય છે. જમીનની મહેસુલ જેવા આવકના મુખ્ય સાધનો કારોબારીને હસ્તક રહેશે જ્યારે કેળવણી, જાહેર સુખાકારી તથા જાહેર બાંધકામો વીગેરે ખર્ચની સઘળી બાબતો પ્રધાનોના હાથમાં રહેશે. આ ખાતાંઓની ખીલવણી થવી જરૂરની છે. સામાન્ય સંજોગોમાં તેમને જોઇતું મહેસુલ કારોબારી મંડળ પાસેથી મેળવવાનું છે. આથી પ્રધાનો વસ્તુતઃ કારોબારી મંડળના કાબુ હેઠળ મુકાય છે. પ્રધાન અથવા પ્રધાનો ગવર્નરની સંમતિ શિવાય કર નાંખીને પણ નાણાં ઉભાં કરી શકે નહિ. અને હું અગાઉ જણાવી ચૂકયો છું તેમ વારંવાર એવો પ્રસંગ આવશે કે ગવર્નર કાયદા માટે કમિટી સોંપવાનો હક ધરાવશે. મારા સહકારીઓના મત પ્રમાણે તેમની સૂચના, પ્રધાનોને સોંપવામાં આવેલાં મહેસુલનાં સાધનો સુધારવામાં પ્રત્યક્ષ સંબંધ રહેશે પણ જે મહેસુલ વધારી શકાય તેમ હોય તેના સાધનો, સુચનાઓ પ્રમાણે તેમને હસ્તક નહિ પણ કારોબારી સભાને હસ્તક રહેશે. એ પ્રમાણે, આબકારી મહેસુલ શિવાય વધારી શકાય એવું કોઈ પણ મહેસુલ પ્રધાનોના હાથમાં રહેશે નહિ. પણ આબકારી મહેસુલ વધે તેમ કરવું એ આપણી નીતિ હોવી જોઇએ નહિ. વળી દરેક ખાતાને પોતાનાજ લાભ માટે પોતાનું મહેસુલ વધારવાની લાલચ આપવી જોઇએ એ સિદ્ધાંત હું

સ્વીકારતો નથી. મારા સહકારી વધુમાં જણાવે છે કે પ્રજાકીય વહિવટના કામ માટે નાણાં સારૂ સરકારી કારોબારીઓને સત્તા હોવી જોઇએ નહિ. પણ સુચનાઓ પ્રમાણે પ્રધાનને એવી સત્તા કદી પણ મળશેજ નહિ કારણ કે નવા કર માટેના છેવટના ઠરાવની સત્તા પ્રધાનોને નહિ પણ ગવર્નરને છે. મારા સહકારીઓની સુચનાઓમાંથી એવો મત તરી આવે છે કે પ્રધાનો તથા કારોબારીસભા પોતાની ફરજ બજાવવામાં ભૂલ કરે તો તેને માટે દેશની પ્રજાને શિક્ષા કરવી જોઇએ. તે મત હું સ્વીકારતો નથી.

૨૦. આ બધા ઠરાવોની એકંદર અસર, પરાયત્ત વિષયોમાં પ્રધાન અને ધારાસભાને કાંઈ પણ ખરી જોખમદારી નહિ સોંપવાની એટલુંજ નહિ પણ, તેમને કારોબારી સભાને વસ્તુતઃ આધીન રાખવાની થાય છે. વાસ્તે મારા સહકારીઓની યોજના ૨૦ મી ઑગસ્ટના જાહેરનામાથી તદ્દન વિરૂદ્ધ છે કારણ કે તેનો અર્થ કાંઇ પણ જોખમદારી નહિ સોંપવાનો થાય છે. અને તેથી તેનો સ્વીકાર કરવો જોઇએ નહિ. સૂચવેલી વ્યવસ્થા મુજબ પ્રધાનને હસ્તક સોંપાયલા ખાતાંઓને જરૂર ખમતું પડશે. અને હાલની સ્થિતિનું અવલોકન કરતાં મેં બતાવ્યું છે કે કારોબારી સભાના હાથે તે ખાતાઓનું કાંઇ પણ સારૂં થવાનો સંભવ નથી.

યોજનાના આ ભાગને લગતી છે તેટલા પુરતી મારી ટીકા એવી છે કે જયારે નામદાર શહેનશાહની સરકારે ઠરાવેલી રાજ્યનીતિ પ્રધાનો પર સરકારના ચોક્કસ કામોના સંબંધમાં જોખમદારી મુકવા માંગે છે ત્યારે હિન્દી પ્રધાન અને વાઇસરૉય ગવર્નરની સામાન્ય દેખરેખ હેઠળ એવી જોખમદારી મુકવા માંગે છે; મારા સહકારીઓ પ્રધાનોને તાબાના કારોબારી અમલદારો અને ખરેખરી ધારાસભાને તાબાનું એટલે ગવર્નર અને કારોબાર સભાના તાબાનું મંડળ બનાવીને એવી સઘળી જોખમદારી કાઢી નાંખવા માંગે છે અને પરિણામે માટે એ મંડળ કાંઇ પણ જોખમદારી વગરનું રહે છે. જો કે મારા સહકારીઓ, વરિષ્ઠ સરકારના તાબા હેઠળ કનિષ્ઠ સરકાર ઉભી કરવાનો પોતાનો ઈરાદો હોવાનો ઇન્કાર કરે છે.

## સ્વાયત્ત વિષયો.

૨૧. હવે હું અનામત અથવા સ્વાયત્ત વિષયોનો સવાલ હાથ ધરીશ સ્વાયત્ત વિષયોની યોજનાને લગતા ઠરાવો સંબંધી હું ઉલ્લેખ કરી ચૂકયો

છું. તે ઉપરથી ધારાસભા અને પ્રધાન કેવા પ્રકારનો લાગવગ અથવા કેવી સત્તા ચલાવી શકશે તે જણાશે ( જુઓ પારેગ્રાફ ૬ ) એ વિષય એટલો બધો અગત્ય છે કે, મારા સહકારીઓ તરફથી સૂચનાઓ થતી જાય છે તેના સંબંધનાં મારા વાંધાઓ સમજાવવા સારૂ, પુનરૂકિત અથવા ઘણું લબાણ થવાનો ભય રહેવા છતાં પણ તે બાબતોનો ફરી ઉલ્લેખ કરવા હું છુટ લઉં છું.

સુધારાની યોજના પ્રમાણે સ્વાયત્ત વિષયો માટે પણ કર નાંખવાની જરૂર પડે તોપણ ધારાસભાના પ્રતિનિધિ રૂપ પ્રધાન હોય તેની સંમતિ વિના તે કર નાંખી શકાય નહિ. તેથી પ્રજાકીય રાજ્યવહિવટનો પહેલો મુદ્દો સૂચવાય છે. વળી બેઉ સ્વાયત્ત તથા પરાયત્ત વિષયોનું આખું બજેટ કારોબારી સરકારે એકત્ર મળીને તૈયાર કરવાનો છે. આ પ્રમાણે પ્રધાનને બજેટ નકકી કરવામાં મજબુત અવાજ રહેછે. તે કાંઈ કોઇ ત્રાહિત નથી કે જે સલાહ આપ્યા કરે અને તે સલાહ પ્રમાણે ચાલવું ન ચાલવું એ કારોબારી સભાની મુનસફી રહે. કારણકે બજેટની સૂચનાઓ બલ્કે સ્વાયત્ત વિષયોને લગતી પણ સૂચનાઓ વ્યાજબી ઠરાવી શકે તેમ ન હોય તો, તે નવો કાયદો હાથ ધરશે નહિ તેમ ધારાસભાને સમજાવી શકશે પણ નહિ. તેજ પ્રમાણે સ્વાયત્ત વિષયોના સંબંધમાં હોય તેટલે સુધી તેનો કાંઈ પણ રીતનો અંકુશ પણ ન રહેશે કારણકે છેવટનો નિર્ણય કારોબારી મંડળે કરવાનો છે. વળી, સ્વાયત્ત વિષયોના સંબંધમાં, બજેટના કોઇ પણ ઠરાવના સંબંધમાં પ્રધાન તથા કારોબારી મંડળ વચ્ચે મતભેદ પડે તો પ્રશ્નનો નિર્ણય ગવર્નરે કરવાનો છે. ગવર્નર પરાયત્ત વિષયોના સંબંધમાં પણ જોખમદાર છે અને જો કાંઇ નવો કર નાંખવાનો હોય તો તે પ્રધાનની સંમતિથીજ થઈ શકે એ વાત ધ્યાનમાં રાખીને કામ લેવાનું છે. આ સંજોગોમાં પ્રધાન કરકસર તથા કાપકુપ કરવામાં સ્વાયત્ત વિષયોપર લાગવગ ધરાવશે. તેજ પ્રમાણે પ્રધાનને પણ પોતાના પરાયત્ત વિષયોના સંબંધમાં કારોબાર મંડળના અનુભવ તથા તેની સલાહનો લાભ મળશે. અને પરાયત્ત તથા સ્વાયત્ત વિષયો વચ્ચે વહેંચી આપવાના પ્રમાણનાં સંબંધની સલાહ તરફ પુરતું ધ્યાન આપવું પડશે. અને કારોબાર મંડળના સભ્યો, પરાયત્ત વિષયોમાં કરકસર અને ખર્ચના સંબંધમાં લાગવગ ધરાવશે. વળી ત્યાર પછી

તેમાં એક ઘણો અગત્યનો ઠરાવ છે; આખું બજેટ ધારાસભા સમક્ષ રજુ કરવાનું હોય છે. અને ગવર્નર ખાસ કારણોસર ફેરવે નહિ તો, ધારાસભાના ઠરાવો, સ્વાયત્ત વિષયોના સંબંધમાં પણ બંધનકારક થશે. ( પારેગ્રાફ ૨૨૧, ૨૨૨, ૨૫૬ તથા ૨૫૭ ).

ઉપર જણાવેલી સુચનાઓથી પ્રધાન અને ધારાસભાને, નાણાને લગતાં તથા સ્વાયત્ત વિષયના સંબંધમાં તેના પર આધાર રાખતા સૌથી અગત્યના પ્રશ્નમાં લાગવગ મળે છે. તે સંતોષ કારક છે અને સંગીન સિદ્ધાંતો ઉપર રચાયલી છે. મારા સહકારીઓએ સૂચવેલા ફેરફારો સ્વીકારવામાં આવે તો સુધારાના રીપોર્ટમાં તેમને આપવામાં આવેલી આ લાગવગમાં ઘટાડો થાય છે.

## હિન્દી સરકારે સૂચવેલા ફેરફારો.

૨૨. ગવર્નર ખાસ કારણોસર બજેટમાંના ઠરાવો પાછા ફેરવે નહિ તે શિવાયને પ્રસંગે આખા બજેટ ઉપર ધારાસભાના ઠરાવો સરકારને બંધનકારક થશે એ અગત્યનો ઠરાવ પડતો મૂકવાને તેઓ કહે છે. હિન્દુસ્થાન સરકારે હવે દરેક બજેટના ઠરાવને એક ભલામણ તરીકે ગણવા માંગે છે. મારા ધારવા પ્રમાણે સુધારાના રીપોર્ટની યોજનાનું આ ગંભીર ઉલ્લંઘન છે. એવું કહવામાં આવે છે કે જો ગવર્નર ધારાસભાના ઠરાવ વિરૂદ્ધ ઠરાવ નકકી કરે તો તેની સ્થિતિ ઘણી અગવડ ભરેલી થઈ જશે અને જો ધારાસભા વર્ષોવર્ષ અમુક પગલાં સામે ઠરાવ પસાર કરી જાય તો એ પદ્ધતિ ચાલુ રાખવી એ લગભગ અશક્ય છે. ઠરાવનો મૂળ ઉદ્દેશજ એ છે કે વિરૂદ્ધમાં કાંઇ પણ મજબૂત કારણો ન હોય તો, ધારાસભાનો મત બંધનકારક થશે. અને મારા ધારવા પ્રમાણે સુધારાના રીપોર્ટમાંની યોજનાની વિરૂદ્ધ ચાલવાથી તેની કિંમત ઘણે દરજ્જે ઘટી જાય છે.

૨૩. મારા માનવંતા સહકારીઓએ બીજા કેટલાક ફેરફારો સૂચવ્યા છે જેથી પ્રજાનો તથા હિન્દીઓનો લાગવગ તેઓ તદ્દન કાઢી નાંખે છે.

એક એકત્ર બજેટ અને એકત્ર નાણાંની રકમને બદલે તેઓ પ્રધાને તથા કારોબારી મંડળ માટે જુદી જુદી નાણાંની રકમો ઉભી કરે છે. તેના પરિણામે પરાયત્ત વિષયો માત્ર ગવર્નર અને પ્રધાનજ નકકી કરશે.

સ્વાયત્ત વિષયોનું બજેટ ગવર્નર તથા કારોબારી સભાના બીજા સભ્યોજ નક્કી કરશે. પરાયત્ત વિષયોના વહિવટ માટે કર નાખવાનું કામ પ્રધાનોને હસ્તક રહેશે. અને તેજ પ્રમાણે સ્વાયત્ત વિષયો માટે કર નાંખવાનું કારોબાર મંડળના સભાસદોને હસ્તક રહેશે. ગવર્નર નામંજુર કરે અથવા વીટો કરે તે શિવાય ઠરાવો બંધનકારક ગણવાનો નિયમ તેઓ સ્વીકારતા નથી. કાઉન્સિલના ઠરાવોનો માત્ર ભલામણ તરીકેનોજ અમલ થશે.

આ સઘળાનું પરિણામ એ આવે કે સ્વાયત્ત વિષયોના સંબંધમાં, બજેટ નક્કી કરવામાં પ્રધાનને અથવા ધારાસભા કાંઇ પણ ખરો અવાજ રહેશે નહિ. આ નવી સુચનાઓ ખરો હેતુ આવો જણાય છે. બજેટ નક્કી કરવામાં ખરેખરી પ્રજાકીય લાગવગ તદ્દન જતી રહે છે. પ્રધાન કે પ્રજાકીય સભાને કરના સંબંધમાં નિર્ણયકારક અવાજ મળશે નહિ, કારણ કે કર માટેનો ખરડો કારોબારી સભાનો સભાસદજ રજુ કરશે. અને જો ધારાસભા તે પસાર કરે નહિ તો, ગ્રાંડ કમિટીઓથી બીજી રીતે ગવર્નરને પસાર કરવી લેવાનો માર્ગ રહેછે. સ્વાયત્ત વિષયોપર કરકસર અને ખર્ચની દિશામાંની પ્રધાનની લાગવગ પણ કાઢી નાંખવામાં આવી છે. મારા ધારવા પ્રમાણે સુધારાની યોજનાની કિંમત તેથી મોટે દરજ્જે ઘટી જાય છે. અસલ સુચનાઓના હવે જે ફેરફારો સુચવ્યા છે તેમાંના કોઈ પણ હું સ્વીકારી શકતો નથી.

૨૪. આ પદ્ધતિનાં ફાયદાઓ સંબંધી એવું કહેવામાં આવે છે કે પ્રધાનો તથા કારોબારી સભાને તેમના સાધનો શું છે, તેમની સિલિક શું છે અને તેથી કેટલા પ્રમાણમાં તેઓ ખર્ચને પહોંચી વળશે તથા ક્યારે નવો કર નાંખવો પડશે એ જાણવાનું મળશે. તેથી મહેસુલી ખાતામાં જે સુધારાની આશા રાખી શકાય તેનો લાભ દરેક ખાતાને મળશે. વાસ્તે મહેસુલના સાધનો વિસ્તૃત કરવા તથા તેની ખીલવણી કરવાને લાલચ મળશે કારણ કે તેમની મહેનતના ફળમાં બીજા ખાતાંઓ ભાગ લઇ શકશે નહિ. વળી એવું પણ કહેવામાં આવે છે કે દરેક પોતપોતાના હેતુ માટે કરજે નાણાં લઈ શકે. એમ માની લઇએ કે મહેસુલો જુદા પાડવામાં વહિવટને સગવડો રહેલી છે તો પણ આ વહિવટની સગવડોથી સ્વાયત્ત ખાતાંના નાણાં પરની પ્રજાકીય લાગવગ તમે તેથી તદ્દન કાઢી નાંખોછો એ વાતને જરા પણ ટેકો આપી શકાય

એમ નથી. આ મ્હોટા વાંધાના સંબંધમાં, સઘળા સ્વાયત્ત વિષયો પ્રધાનો તથા ધારાસભાની લાગવગમાંથી તદ્દન બાતલ રાખવા જોઇએ એ શિવાય બીજો કોઈ પ્રત્યુત્તર મળી શકતો નથી. હું તે કબુલ રાખી શકતો નથી. બીજી તરફ કોન્ગ્રેસે એવો વાંધો રજુ કર્યો છે કે સુધારાની યોજનાના રીપોર્ટમાં સુચવેલી ગોઠવણ મુજબ પરાયત્ત વિષયોને માત્ર ટુકડાજ મળશે અને સ્વાયત્ત વિષયોની જરૂરીયાતોને લીધે જરૂરનો થઇ પડેલો કર નાંખવાનું નાખુશી ભરેલું કામ હમેશાં પ્રધાનપર નાંખવામાં આવ્યું છે. નાણાની જુદી રકમની યોજનાને ટેકો આપવા સારૂં મારા સહકારીઓએ આ દલીલનો લાભ લઈ લીધો છે. હિન્દી લાગવગને મજબુત બનાવવા માટેની આ દલીલથી તે ઉરાડી નાંખવામાં આવે તો તે અસાધારણ બનાવ કહેવાય. યોજનામાં જે સભામતીના ઉપાયો રાખેલા છે તે સંબંધી હું ઉલ્લેખ કરી ચૂકયો છું. પ્રધાનની સંમતિ વગર કાંઈ પણ કર નાંખી શકાશે નહિ. કરની આવકનો પ્રધાન અડસટો બાંધશે. કારોબારી મંડળનો કોઈ પણ સભાસદ તેથી કરીને સ્વાયત્ત વિષયોના દાવા માટે ભારે દબાણ કરે તેઓ સંભવ નથી. અને ખાસ કરીને થોડા વર્ષ પછી કમિશન તપાસ કરશે તે જોતાં તો તે તેમ કરશે નહિ. અને જો તે તેમ કરે તો, તેનો છેવટનો નિર્ણય ગવર્નર, જે પરાયત્ત તથા બીજા વિષયોના વહિવટમાં સંબંધ ધરાવે છે તેને હાથ રહેશે. આ સઘળા ઉપરાંત ધારાસભા બજેટ ઉપર અભિપ્રાય આપશે અને એક જોખમદાર ગવર્નર તેમની વિરૂદ્ધ ઠરાવ કરીને સ્વાયત્ત વિષયોની તરફેણમાં બજેટના ઠરાવો પાછા મુકશે. વાસ્તે પરાયત્તો વિષયોને ખમવું પડશે એ સંભવિત નથી. અને હું મજબુતપણે માનું છું કે આ દલીલને જુદી તીજોરીની તરફેણમાં વજુદ મળવું જોઇએ નહિ. કારણ કે તેથી હાલના ઠરાવો કરતાં વિશેષ પ્રજાકીય મતની વિરૂધ્ધ અમલ થશે. હિન્દી રાજ્યદ્વારીએ જે ભય દર્શાવ્યો છે તે રીપોર્ટની ભાષાને લઇને છે. સ્વાયત્ત વિષયોને પરાયત્ત વિષયો કરતાં પ્રથમ હક મળશે એમ કહેવાને બદલે, તે દૂર કરવા સારૂ હું માત્ર એટલુંજ કહીશ કે કારોબારી સરકાર એકત્ર મળીને પરાયત્ત અને સ્વાયત્ત વિષયોનું મહેસુલ વહેંચી આપશે. જો પ્રધાનો તથા સભાના મેમ્બરો તે વિષે એકમત થાય નહિ તો ગવર્નરને તેનો નિર્ણય કરવાનો હક છે. તેની અસર સંપૂર્ણપણે તેની તેજ છે. કારણ કે જો સ્વાયત્ત

વિષયો માટેની જોગવાઇના સંબંધમાં પ્રધાન એકમત ન થાય તો તેનો નિકાલ ગવર્નરનેજ કરવાનું યોજનામાં ઠરાવેલું છે. મારા સહકારીઓ કર નાંખવા માટે ગવર્નરની સંમતિ જરૂરની હોવા બાબત જે સુચના કરે છે તે સુધારાની યોજનાના રીપોર્ટનો એક ભાગ છે પણ તે જ્યારે જ્યારે મતભેદ હોય તેના સંબંધમાં છે. મહેસુલની વહેંચણી પછી કરની જરૂ-રીઆતના સંબંધમાં વિચાર ચલાવવો જોઇએ. પણ તેના સંબંધમાં રીપોર્ટમાં ઠરાવેલી અવશ્યની શરત પાળવી જોઇએ. તે શરત એ કે પ્રધાનની સંમતિ શિવાય કાંઇ પણ કર નાંખવો જોઇએ નહિ. મુસદ્દો કોણે રજુ કરવો એ બાબત ગવર્નરને હસ્તક મુકવો યોગ્ય છે. સાધારણ રીતે જે સભાસદના ખાતાને નવા કરની આવકની જરૂર હોય તેણે ખરડો રજુ કરવો જોઇએ.

૨૫. મહેસુલ જુદું પાડવામાં વહિવટને લગતી સગવડો રહેલી છે એમ મેં ધારી લીધું છે. મારા સહાકારીઓ કબુલ કરે છે કે સુધારાના રીપોર્ટની સૂચનાઓ પર હિન્દુસ્થાનમાં કાંઈ પણ ટીકા થઇ નથી. એ સંજોગોમાં કાંઇ પણ ફેરફારો કરવાનું વ્યાજબી નથી. તેઓ એવું જણાવે છે કે સ્વાયત્ત વિષયોના ખર્ચમાં સંગીન વધારો કરવો હોય તો તે પ્રધા-નોની મુનસફી પર રહેશે, જો કે બજેટના ઠરાવ ના પાડવાથી જે પરિણામો ઉપસ્થિત થાય તેને માટે તેમને કાંઇ જોખમદારી ન હોય. પણ આ પ્રસંગ અસંભવિત છે, કારણ કે પ્રધાનો તથા કારોબારી મંડળ વચ્ચે કાંઈ પણ તકરાર પડે તો તેનો નિર્ણય ગવર્નરે કરવાનો છે. તેમની દલીલને ટેકો આપવા સારૂ તેઓ એમ માની લેછે કે ગવર્નર પોતાની અસાધારણ સત્તાની રૂયે સ્વાયત્ત વિષયોના ખર્ચની ગોઠવણ કરવા દબાણ કરે અને પરાયત્ત વિષયો માટે પ્રધાનો પાસે પુરતાં નાણાં રહેવા દેય નહિ. ગવર્ન-રને પ્રધાન ઉપર દેખરેખ અને નિબંધની જે સત્તા છે (અને આ સત્તામાં મારા સહકારીઓ પુષ્કળ વધારો કરવા કહે છે) તેની રૂયે, સ્વાયત્ત વિષયો માટે નાણાંની જરૂર ન હોય તો પણ ગવર્નર, પ્રધાનને મળી શકતાં નાણાંમાં કાપકુપ કરે તો શું પરિણામ આવે? આવા આવા અનુમાનો કરવામાં આવે તો, કોઇ પણ બંધારણમાં કામ લેવું અશકય થઇ પડે. વળી, સ્વાયત્ત વિષયોની ટીપમાં આવેલાં મહેસુલના સાધનો દ્વારા મળેલી આવકમાંથી, તે વિષયોના તથા કાયદો, ન્યાય અને પોલીસના

વહિવટ માટે જોગવાઇ કર્યા પછી, મોટી સીલક બાકી રહેશે કે જે, મહેસુલના સાધારણ વધારાથી, વધતા જતા ખર્ચને પહોંચી વળવા પુરતી થશે. એ ખાતાંઓ માટે કાંઈ પણ કર નાખવાની અથવા ઉછીકાં નાણાં લેવાની ભૂતકાળમાં જરૂર પડી હોય કે કેમ અને ભવિષ્યમાં પડશે કે કેમ તે વિષે મને સંદેહ રહે છે. અમુક મુદ્દત માટે મહેસુલ નકકી કરીને મારા સહકારીઓ વાર્ષિક ચર્ચા કાઢી નાંખવા માંગે છે. આમ કરવાથી નાણાં ઉપર ધારા સભાની જે કાયદેસર સત્તા છે તેમાં નડતર થશે. આવી રીતે નકકી કરવાથી, બીજી રીતે બિન જરૂરનું હોય ત્યાં કર નાંખવાની અથવા ઉછીકાં નાણાં લેવાની જરૂર પડશે. અને જોખમદારીથી મુક્ત થઇ નકામા ટીકા તથા અણુરાગ ઉત્પન્ન થશે. સામાન્ય રીતે મારે કહેવું પડે છે કે આખા રીપોર્ટમાં મારા સહકારીઓ એવી કલ્પનાઓ કરી છે કે જેથી પ્રધાનો ઉપર સખત અંકુશ મુકવાની દેખીતી જરૂર જણાઇ છે. ગવર્નર કોઇ પણ સંજોગોમાં પ્રધાનની આડે આવશે નહિ તેમજ પ્રધાન અને કારોબારી સભાના સભ્યો વચ્ચેની તકરારનો નિર્ણય કરી શકવા માટે કાંઇ પણ ઠરાવ નથી એમ મારા સહકારીઓએ અગાઉથી માની લીધું છે. મારા ધારવા પ્રમાણે સુધારાના રીપોર્ટમાંના ઠરાવોથી, સઘળા વાંધાઓને યોગ્ય પ્રત્યુત્તર મળે છે.

૨૬. મારા સહકારીઓ વળી એવા મતનાં છે કે કારોબારી સભામાં એક વધારે અમલદાર નીમવો જોઇએ, જે સાધારણ રીતે સિવિલિયન હશે. રીપોર્ટમાં જણાવ્યું છે તે પ્રમાણે, પ્રધાનોને સરકારનું કેટલુંક કામકાજ સોંપવાથી, એક યુરોપીઅન અને બીજો હિન્દી હોય એવા બે સભાસદોની કારોબાર સભા રાખવાનું અશકય થઈ પડશે. અને બે યુરોપીઅનોને બદલે એક રાખવાથી જાણે કે હિન્દીતત્વમાં વધારો થયો હોય એમ લેખવામાં આવ્યું હતું. છતાં મારા માનવંત સહકારીઓ તેમની એ સુચનાના ટેકામાં એવી દલીલ લાવે છે કે ગવર્નર જે ઈંગ્લાંડથી આવનાર નવોજ માણસ છે તેને કાઉન્સિલના સભાસદ તરીકે સલાહ આપનાર એકજ યુરોપીઅન રહેશે. વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે એક વધારે સભાસદને પણ કામ મળી શકશે. રીપોર્ટ ઘડવામાં આવ્યો ત્યારે એવો નિર્ણય લાવવામાં આવ્યો હતો કે કારોબારી સભાના ત્રણ સભ્યો માટે પુરતું કામ રહેશે નહિ. આ નિર્ણય કાંઈ પણ આધાર

વગરનો હોય એમ જણાતું નથી. સને ૧૯૧૧ પહેલાં માત્ર બેજ સભાસદો હતા. હમણા ત્રણ છે. તેમણા કામનો મોટો ભાગ પ્રધાનોને સોંપવામાં આવશે. કામના ધોરણ ઉપર એક વધારે સભાસદની નિમણુક કરવા બાબત કાંઈ પણ કારણ જણાતું નથી તે વિષે મને ખાત્રી છે. રીપોર્ટમાં આપેલા બીજા કારણમાં સમાયલો વાંધો મજબુત છે. તેથી કરીને કારોબારી સભાનું હિન્દીતત્વ વિશેષ કરીને પ્રમાણમાં ઓછું થઈ જશે. બે અંગ્રેજ અમલદારો સામે એક હિન્દી સભાસદને કાંઈ પણ તક મળશે નહિ. સલાહ લેવા અથવા મસલત ચલાવવા માટે ખાતાનો સેક્રેટરી મળી શકે તેમ છે. સેક્રેટરી હાજર રહેશે અથવા હાજર રહેવાની છુટ રહે. અદાલતી અથવા એવા કોઇ વધારાના સભાસદની જરૂર નથી. વાસ્તે સ્વાયત્ત વિષયોમાં, બજેટ તથા કરના સંબંધમાં મારા સહકારીઓએ સુચવેલા ફેરફારો સાથે જો એક વધુ સભાસદ નીમવામાં આવે તો; સુધારાના રીપોર્ટના હિન્દીઓને અથવા પ્રતિનિધિઓવાળી ધારાસભાઓને જે લાગવગ અથવા સત્તા આપવામાં આવી છે તે વસ્તુતઃ નષ્ટ થઇ જશે. સુરાજ્ય વહિવટના હિત ખાતર યોજનાથી વેગળા જવાનું શું સલાહકારક અથવા જરૂરનું છે ?

૨૭. પ્રથમ, આપણે બજેટનો સવાલ લઈશું અને પ્રાંતિક સરકારો ઉપર સામાન્ય કાયમના હુકમોથી તથા હિન્દી વજીર તરફથી જે અંકુશો રાખવામાં આવ્યા છે તેનો વિચાર કરીએ. અમુક પગાર મેળવતા અંગ્રેજ અમલદારની નિમણુક કરવા સાધારણ રીતે ગેઝેટેડ અંગ્રેજ અમલદારની નિમણુક થાય એવી નવી જગ્યા ઉભી કરવા, અમુક માસિક પગાર કરતાં વધારે પગારની કોઇ પણ નવી જગ્યા ઉભી કરવા, મારા ધારવા પ્રમાણે એક હજાર ઉપરાંતનું મહેનતાણું આપવા તથા ઘણા વિશેષ પ્રસંગો શિવાય જમીનની ગ્રાન્ટ આપવા સારૂ હિન્દી પ્રધાનની મંજુરી લેવી પડે છે. મોટર ગાડીઓ ખરીદવાના હકનો એટલો બધો દુરૂપયોગ કરવામાં આવ્યો કે હવે તે હિન્દી પ્રધાનની મંજુરી વગર જાહેર કામકાજ માટે ખરીદી શકાતી નથી. આ માત્ર થોડા હુકમો છે. એવી જાતના બીજા ઘણા છે. પ્રાંતિક સરકારો ઉપર કેવા પ્રકારના અંકુશો મૂકવામાં આવેલા છે તે આ ઉપરથી જણાય છે એટલુંજ નહિ પણ તેમના અકારો ચલાવવા માટે કેટલીક બારીક દેખરેખની જરૂર જણાઇ છે તે પણ

સિદ્ધ થાય છે. આવા કોઇ પણ અંકુશોની ભવિષ્યમાં જરૂર ન પડે એવું ધારવાને કાંઈ કારણ નથી. આ સૂચનાઓથી અમે સ્થાનિક સરકારોને નિમણુક કરવાના વધારે હક આપવા માંગીએ છીએ, જેથી કરીને તે એક હજાર રૂપિયા કરતાં પણ વધારે ભારે પગારવાળા અમલદારોની પણ નિમણુક કરી શકે. અમે તેમને એવી સત્તા આપવા માંગીએ છીએ કે જેથી, લાખો રૂપિયાનો ખર્ચ સમાયલો હોય એવી યોજનાઓ તે હિન્દુસ્તાન સરકાર અથવા હિન્દી પ્રધાનને લખ્યા શિવાય અમલમાં લાવી શકે. જો કર આપનારના હિતમાં સ્થાનિક સરકારપર બારીક દેખરેખ રાખવાનું હિન્દુસ્તાન સરકાર અથવા હિન્દી પ્રધાનને જરૂર જણાયું હતું તો પ્રજાકીય અંકુશ વધારવાના કારણસરજ તે દેખરેખ કમી કરી શકાય. લોર્ડ કર્ઝને દરેક ખાતામાં નાણાં તથા તે ખાતું વધારવા માટેના વધતી જતી વલણ સંબંધી ટીકા કરી છે અને મારા માનવા પ્રમાણે જે કોઇ વહિવટકર્તાએ આ પ્રશ્નપર વિચાર ચલાવ્યો હોય તે પણ એજ પ્રમાણે કહેશે. ધારાસભાનો બજેટ ઉપર જે અંકુશ રાખ્યો છે તે કાઢી નાંખવાને બદલે મને એમ લાગે છે કે હિન્દુસ્તાન સરકારે તથા હિન્દી પ્રધાને અંકુશો ઓછા કરીને સ્થાનિક સરકારોને વધારાની સત્તાઓ આપવાનું જે સુચવ્યું છે તેથી કરીને સુધારાના રીપોર્ટમાં પ્રધાન તથા ધારાસભાને જે અધિકારો આપ્યા છે તેની જરૂર છે એટલુંજ નહિ પણ કેટલાક વધારાની સત્તાની જરૂર છે. હિન્દમાં સરકારો પર, અંગ્રેજોની નિમણુકોના સંબંધમાં અંકુશો મુકવામાં આવ્યા હતા કારણ કે એવું ધારવામાં આવ્યું હતું કે હિન્દીઓને નહિ તો કાંઇ પણ તક મળશે નહિ.

તેજ પ્રમાણે, ઉદ્યોગિક ખીલવણીના, ઇન્સાફી તથા કારોબારી ખાતાં જુદા પાડવા બાબતના તથા ધારા સભાની સંમતિ વગર વર્ષોવર્ષ નક્કી કરેલા કરમાં વધારો કરવાના પ્રશ્નો લઇએ. આ સઘળાં ખરેખર નાણાંને લગતા વિષયો છે. અને સુધારાના રીપોર્ટની યોજના પ્રમાણે આ સઘળાના સંબંધમાં સરકારની રાજ્યનીતિ ઘડવામાં પ્રજાકીય સભાને ઘણી લાગવગ રહેશે. હિન્દુસ્તાન સરકારની સૂચનાઓથી, એ ઘણા મહોટા પ્રશ્નો નક્કી કરવામાં ધારા સભાને તથા પ્રધાનને કાંઇ પણ અવાજ રહેશે નહિ. વાસ્તે એ સુધારાના રીપોર્ટથી ઘણુંજ વિરૂદ્ધ છે. આ બાબતોને લગતા સવાલોના સંબંધમાં સુધારા માટે જે મજબૂત લાગણી ઉભી થાય

છે તે મારા સહકારીઓ સમજતા નથી એવો મને ભય રહે છે. તે ઉપરથી જે ઘણા અગત્યના વિચારો ઉભા થાય છે તે તરફ તેઓ તદ્દન દુર્લક્ષ રહે છે. ઉપર જણાવેલી બાબતોમાં જ ઉદાર રાજ્યનીતિના ધોરણે કામ લેવાનું છે તે સંબંધમાં કોન્ગ્રેસપક્ષમાં તેમજ મારા જાણવા મુજબ હિન્દીઓમાં કાંઇ પણ મતભેદ નથી. હિન્દી પ્રધાન તથા વાઇસરૉયને અર્પણ કરેલાં માનપત્રોમાં આ મુશ્કેલીઓ તરફ મુખ્ય ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

આવા સંજોગોમાં જો આ અંકુશો દૂર કરવામાં આવે તો ભવિષ્યમાં જાહેર નાણાની મોટી બરબાદી થવાનો અથવા મહાન્ ભયંકર અસંતોષ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે એમ માન્યા શિવાય હું રહેતો નથી. વાસ્તે મારા સહકારીઓની નવી સૂચનાઓ સામે હું અગાઉ જણાવી ચૂકયો છું તેમ સુધારાના રીપોર્ટની યોજનાને ટેકો આપીશ એટલુંજ નહિ પણ તે દિશામાં જરા આગળ વધવા માટે એમ ઠરાવીશ કે બજેટમાંની સ્વાયત્ત વિષયોને લગતી દરખાસ્તો પાછી ફેરવવાની ગવર્નરની સત્તા એવી રીતે વપરાવી જોઇએ નહિ કે જેથી સામાન્ય રીતે જે નોકરીઓને લાભ ન મળી શકતો હોય તેને લાભ મળે અને સ્વાયત્ત વિષયોના હિત ખાતર હાલમાં જે કાર્યો માટે હિન્દી વજીરની મંજુરી મેળવવી પડે છે તેના સંબંધમાં, હિન્દી વજીરની સંમતિ વગર ગવર્નર કાંઈ પણ ફેરફાર કરી શકે નહિ. એ યાદ રાખવું જોઇએ કે પરાયત્ત વિષયોની બાબતમાં પ્રધાનની ખસેડી મૂકવાની કાઉન્સિલને સત્તા છે અને સ્વાયત્ત વિષયોની બાબતમાં એવી સત્તા નથી.

૨૮. હવે બજેટનો અગત્યનો પ્રશ્ન મૂકીને તેટલોજ અગત્યનો સુલેહ અને વ્યવસ્થાનો પ્રશ્ન હું હાથ ધરીશ. જો ફિતુરની શરૂઆત મુંબઇમાંથીજ થઈ હોય તો એ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ, કલેકટર તરફથી પ્લેગને લગતા નિયમોનો સખત અમલ થવાને લીધે હતું. અને જો દેશના રાજ્યવહિવટમાં હિન્દી તત્વ મજબુત હોત તો આ પ્રમાણે બનતે નહિ. તેજ પ્રમાણે પૂર્વ બંગાળાની સરકાર તરફથી જે ખરાબ અમલ થતો હતો તેને લીધે બંગાળમાં ખરેખરો રાજ્યદ્રોહ વધ્યો હતો, જે પણ વસ્તુતઃ મુશ્કેલ થાત. અત્યાર આગમચ અમે જે કાયદો પસાર કર્યો છે તે મુજબ તથા કેટલાક અસાધારણ પ્રસંગોને પહોંચી વળવા માટે છેલ્લી સદીની શરૂઆ-

તમાં પસાર કરેલા નિયમો મુજબ, પ્રાંતમાંની કારોબાર સરકાર, માજીસ્ટ્રેટ અથવા કોઇપણ ઇન્સાફી અમલદારના હુકમો વગર કોઇ પણ માણસની સ્વતંત્રતા અથવા બોલવાની છુટ છીનવી લઇ શકે. છાપખાનાની સ્વતંત્રતા પણ કારોબારીના હુકમથી ખુંચવી લઇ શકાય. સાધારણ અદાલતોની હકુમત લઈ લેવામાં આવી છે. કોઇ પણ માણસ ગવર્નર ઉપર ટીકાઓ કરે તો, તેની સ્વતંત્રતા તથા માલમિલકત, તેની સામેનો આરોપ દેશની સાધારણ અદાલતમાં સાબિત કરવાની તક આપ્યા શિવાય ખુંચવી લેવાની ગવર્નરને સત્તા છે. આ કાયદાથી પ્રાંતના ઉપરીને પસંદ ન હોય તેવી જાતની ટીકાઓ કરવાની કોઇપણ હિન્દી પત્ર હિંમત કરે નહિ. સિવિલ સર્વિસ અથવા અધિકારી મંડળ સામેની કાંઇ પણ ચળવળ, પ્રાંતના સિવિલિયન ઉપરી હેઠળ ભાગ્યેજ સંભવિત થઈ શકે. સ્વરાજ્યની ચળવળ બલ્કે કોઇપણ કાયદેસર ચળવળ માત્ર કારોબારી સરકારની મુનસફીથી, ઇન્સાફ વગર દાબી દેવામાં આવે. આ સંજોગોમાં મને આવશ્યક લાગે છે કે હિન્દી તત્વ તથા પ્રજાકીય તત્વ પ્રાંતના વહિવટમાં મજબુત હોવું જોઇએ. નહિ તો કાઉન્સિલની નિરૂપયોગીતાને લીધે થયેલાં અનિષ્ટો આપણે ખચિત કાયમના કરી નાંખીશું અને રીપોર્ટમાં તાણી તોડીને બતાવવામાં આવ્યું છે તેમ એ કાઉન્સિલ, અધિકારી તથા બિન–અધિકારી વચ્ચેના વધતા જતા અન્તર માટે જોખમદાર છે.

### ગ્રાન્ડ કમિટીઓ.

૨૯. એવું સૂચવવામાં આવ્યું છે કે, જ્યારે ગવર્નરને એમ લાગે કે "કોઇ પણ પ્રાંતની અથવા પ્રાંતના ભાગની સુલેહ માટેની અથવા સ્વાયત્ત વિષયો માટેની પોતાની જોખમદારી અદા કરવા સારૂ અમુક કાયદો કરવો જરૂરનો છે તો સ્વાયત્ત વિષયોના સંબંધમાં કાયદો ઘડવા માટે ધારા સભાના સભાસદોમાંથી ગ્રાન્ડ કમિટીઓ રચવાનું સુચવવામાં આવ્યું છે. સ્વાયત્ત વિષયોના સંબંધમાં એમ કહેવાય છે કે કાયદાના આવા અસાધારણ સાધનોની જરૂર પ્રજાના મોટા ભાગની ગરીબાઇ, અજ્ઞાનતા તથા નિરાધાર સ્થિતિને લીધે છે પણ તે કારણસર એક ધારા સભા કે જે તેમનું હિત યોગ્ય રીતે જાળવશે નહિ તેની દયા ઉપર તેમને મૂકી શકાય નહિ. વળી એવું કહેવામાં આવે છે કે જનસમુહ રાજકીય જીવનમાં કાંઇ પણ ભાગ લેશે નહિ. અને તેથી કરીને, મહેસુલને લગતા સઘળા

પ્રશ્નો એટલે કે જમીનદાર તથા ગણોતીઆ વચ્ચેના સંબંધથી ઉભા થતા સઘળા પ્રશ્નો કારોબારી સરકારને હસ્તક રહેવા જોઇએ. એમ પણ કહેવામાં આવે છે કે બ્રિટિશ વ્યાપારી હિત તથા ઉદ્યોગો વીગેરેને લગતા બીજા પ્રશ્નોનું રક્ષણ કરવા એવી સત્તા જરૂરની છે. વર્ગો તથા કોમો વચ્ચે ઉભા થતા સઘળા મહાન પ્રશ્નો સાધારણ ધારા સભાને હસ્તક રહેવા દેવા જોઇએ નહિ. હું અગાઉ જણાવી ચુકયો છું કે દેશના સારા વહિવટના હિતમાં આવી અસાધારણ સત્તાની જરૂર છે કે કેમ તે વિષે સંશય રહેછે. આપણી ચુંટણીનુ ક્ષેત્ર વિશાળ થતુ જાય છે; માંહેમાંહે મતફેર ઉભો થાય એવી જાતના સઘળા હિતસંબંધ તથા વિચારોને પ્રતિનિધિત્વ મળશે. અને જો, આ સંજોગોમાં, સરકારને બહુમતિ ન મળે તો તે ખોટામાં હોવાનો ભારે સંભવ છે. ગ્રાન્ડ કમિટી, ઉપરથી તો પ્રજાકીય સભા ઉપર અંકુશ માટે હોય એમ દેખીતી રીતે જણાય છે. અને તેથી તે નહિ ઇચ્છવા જોગ મંડળ છે. તેથી સ્થાનિક કારોબારી તથા ધારા સભા વચ્ચે નકામી વિરૂદ્ધતા ઉભી થશે અને જો તે ઉદ્દેશ બીજી રીતે સાધી શકાતો હોય તો તે રાખવી ઇષ્ટ નથી. મારા ધારવા પ્રમાણે, સઘળા સ્વીકારસૂચક કાયદા માટે વડી ધારાસભા તરફનુ રક્ષણ, તથા સ્થાનિક ધારાસભાએ પસાર કરેલા સઘળા કાયદા માટે ગવર્નરને સામા થવાની તથા વાઇસિરાયને ના પાડવાની સત્તા તથા અગત્યના પ્રસંગોએ ફરમાનો કાઢવાની સત્તા તદન પુરતી છે. આથી સ્થાનિક ધારાસભાએ નામંજુર કરેલાં પગલાંપર વડી ધારાસભામાં તે દાખલ કરવામાં આવે તે પહેલાં સંભાળપૂર્વક વિચાર ચલાવવામાં આવશે. હિન્દુસ્તાન સરકારના કાયદા સંબંધી વાંધાઓ સુધારાના રીપોર્ટના ૨૪૮ માં આપેલા છે. પ્રથમ વાંધો જે લેવામાં આવ્યો છે તે એ કે એવા કાયદા પ્રાંતિક સ્વતંત્રતાના સિદ્ધાંતની વિરૂદ્ધ છે. કારણ કે તે સિદ્ધાંત મુજબ પ્રાંતિક સરકાર તેના કાયદા ઘડવાના કામમાં સ્વતંત્ર હોવી જોઇએ. પ્રજાકીય અંકુશ વધારવા માટેના લોર્ડ હાર્ડિંગના સને ૧૯૧૧ ના ખરીતામાં પ્રાંતિક સ્વતંત્રતા માટે વચન આપવામાં આવ્યું હતું. જો પ્રાંતિક સ્વતંત્રતાથી ધારાસભાપર કારોબારીસભાની સત્તામાં વધારો કરવાનો ઇરાદો હોય તો અમને એવું કહેવાની પ્રાંતિક સ્વતંત્રતા જોઇતી નથી. ઉલટું, સુધારાના રીપોર્ટમાં એ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે કે

હમણા હિન્દુસ્તાન સરકાર અથવા હિન્દી વજીર તાબાની સરકારપર જે નિર્બંધ રાખે છે તેને બદલે જેટલા પ્રમાણમાં પ્રજાનો અંકુશ વધારવામાં આવે તેટલા પ્રમાણે તે ઓછો કરવો. વાસ્તે, જ્યારે એક પ્રાંતિક સરકારે અમુક કાયદો પસાર કર્યો હોય ત્યારે હિન્દુસ્તાન સરકારે અથવા હિન્દી વજીરે બને તેટલું ઓછું વચ્ચે પડવું એ વ્યાજબી છે. પણ જે કાયદો ધારા સભાએ નામંજુર કર્યો હોય તે કાયદો એક ગ્રાન્ડ કમિટી દ્વારા પસાર કરાવી લેવાની કારોબારી સરકારને સત્તા અપવી એ આ સઘળા સિધ્ધાંતોથી વિરૂધ્ધ છે. તેમ થાય તો ખરી પ્રાંતિક સ્વતંત્રતા જેવું કાંઈજ રહેતું નથી. એટલું યાદ રાખવું જોઇએ કે ગ્રાન્ડ કમિટી જે સાંકેતિક રીતે ધારાસભાનું અંગ છે તે કારોબારી સરકારના હુકમો નોંધવાનેજ કરવામાં આવી છે અને તે માટેજ તેનો ઉપયોગ થશે અને તેથી કરીને તે, ધારાસભાએ અસ્વીકાર કરેલા કાયદા ઘડવા માટેના કારોબારી સરકારના એજન્ટ તરીકે લેખી શકાય. પ્રાંતિક સરકાર એઉ પ્રાંતિક ધારાસભા તથા વડી સરકારથી સ્વતંત્ર થાય છે. પણ હું જે સૂચના કરૂં છું તેથી વડી સરકારની સત્તા રહે છે કારણ કે ગ્રાન્ડ કમિટીના કાયદાથી વડી સભાના કાયદાનો વસ્તુતઃ અંત આવશે તે વિષે ભાગ્યેજ શંકા રાખી શકાય.

બીજો વાંધો ઉઠાવવામાં આવે છે તે એ કે કાયદો કરીને જોખમદારી માથે લેવા હિન્દુસ્તાન સરકાર ઘણીજ નાખુશી બતાવશે. મારા મત પ્રમાણે એ વાંધો નહિ પણ ભલામણ છે. કારણ કે ધારા સભાની વિરૂધ્ધ માત્ર અસાધારણ પ્રસંગોએજ જવું જોઇએ. હિન્દુસ્તાન સરકારપર સ્થાનિક સંજોગોની અજ્ઞાનતાનો આરોપ મુકી શકાય નહિ કારણ કે તે, સ્થાનિક સરકારોની સલાહથી અને સ્થાનિક ધારા સભાની ચર્ચા પર સંભાળપૂર્વક વિચાર ચલાવ્યા પછીજ માત્ર કાંઇ પણ પગલું ભરશે.

કાયદો સ્થાનિક કારોબારી સરકાર કરે કે વડી ધારાસભા કરે પણ પ્રાંતિક પ્રજાકીય ઇચ્છાઓની સામાન્ય રીતે અવગણના થાય છે. આવા પ્રસંગે વડી સરકાર, પોતાની ધારાસભા તથા સ્થાનિક કારોબારી સરકાર વચ્ચે લવાદ થશે. નામોશી ભરેલું કાર્ય કોઇએ ઉપાડી લેવાનું છે અને તે, ઉશ્કેરણીના સ્થાનથી દૂર રહેલી સરકાર ઉપાડી લે તે વધારે સારૂં છે. સદરહુ કાયદો લોકપ્રિય નથી અથવા તકરાર ભરેલો છે એ કારણ, જે સર-

કારને પ્રતિષ્ઠા, સત્તા અને વધારાના મહેસુલની સ્થાનિક લાલચો બાધ કરે એમ નથી તે સરકારની તપાસ હેઠળ લેવા માટેની એક દલીલ માત્ર છે. સ્થાનિક ધારાસભા તે પગલાંનો અસ્વીકાર કેમ કરે તે માટેની દલીલોને તથા સ્થાનિક સરકારે રજુ કરેલા સંજોગોને વડી સરકાર યોગ્ય વજન આપવાને શક્તિવાન થશે. ગ્રાંડ કમિટીમાંથી ચુંટાયેલું તત્વ ઓછું કરી નાંખવાની સૂચનાથી હું જુદો પડું છું.

૩૦. રીપોર્ટના પારેગ્રાફ ૨૧૮ માં જણાવ્યા પ્રમાણે પ્રાંતોના ઉપરી ભવિષ્યમાં લેફ્ટનંટ ગવર્નરોને બદલે ગવર્નરો હોવા જોઇએ તે વિષે અમે સઘળા એકમત છીએ. પણ મારા સહકારીઓના મત પ્રમાણે, લેફ્ટનંટ ગવર્નરના હોદ્દા માટે હિન્દમાં ૧૨ વર્ષ નોકરી કરેલી હોય એવો સિવિલિયન હોવો જોઇએ એ નિયમને અનુસરીને સિવિલિયનો નિમવાની હાલની રૂઢી પ્રમાણે લાંબો વખત સુધી ચાલવું જોઇએ અથવા તેમ ચાલવામાં આવશે. હું દીલગીર છું કે આ મત સાથે હું મળતો થઇ શકતો નથી. નિમણુક કરવામાં હિન્દી પ્રધાને જે પ્રથમ વિચાર કરવાનો છે તે, અત્યારપ્રમાણે પ્રાંતના આપ અખત્યાર ઉપરીની નહિ પણ બંધારણપૂર્વક રાજ્યકર્તાની ફરજો બનાવવા સારૂ તે શખસ લાયક છે કે કેમ તે સંબંધી છે. સિવિલ સર્વિસવાળાઓએ સામાન્ય રીતે સુચવેલા સુધારા તરફ પોતાની વિરૂદ્ધતા બતાવી છે. તેમણે એવો મજબુત અભિપ્રાય આપ્યો છે કે હિન્દીઓ ઊંચા હોદ્દા ધરાવવાને અથવા પાર્લામેન્ટરી આગેવાનો તરીકેની ફરજો બજાવવાને નાલાયક છે. તેથી તેઓમાં ઘણા માણસો હશે કે જે હિન્દીઓ સાથે એકસંપીથી કરે અથવા તેમની રાજકીયપ્રગતિ કે જેથી તેમણે અત્યાર સુધી ભોગવેલા હકો ઓછા થઇ જશે તે તરફ સહાનુભૂતિથી વર્ત્તે એવો સંભવ નથી. વાસ્તે હિન્દી પ્રધાનો જ્યારે તે નિમણુક કરે ત્યારે આ પ્રશ્ન ધ્યાનમાં લેવો જોઇએ. હિન્દી સનદી નોકરીમાં જીવન ગાળવાથી, કેટલાક જુજ અપવાદો શિવાય, રાજકીય મતના અભ્યાસ તથા માર્ગપ્રદર્શનની દિશામાં અથવા વખતો વખત વિચારશીલ રાજકીય કોમોમાં આગલ પડતી રીતે જોઇતી મ્હોટા કાયદાની યોજનાઓ ઘડવાની દિશામાં રાજકીય બુદ્ધિ તીવ્ર બને છે કે કેમ એ એક પ્રશ્ન રહે છે. આ બીના પણ ધ્યાનમાં રાખવી જોઇશે. જે સિવિલિયનો હિન્દી પ્રગતી

સાથે સહાનુભૂતિ ધરાવતા હોય અથવા તો નવા સંજોગોમાં ભવિષ્યના રાજ્યતંત્ર વડે સરળતાથી કામ લેવાનો જેનાપર વિશ્વાસ રાખી શકાય અને જે સૂચવેલા સુધારા તરફ ઘણાઓએ બતાવ્યા પ્રમાણે વિરૂદ્ધ ન ધરાવતા હોય તેમનેજ પ્રાંતના ઉપરી તરીકે નીમવા. હમણા અમલમાં છે તે પદ્ધતિ ચાલુ રાખવા મારા સહકારીઓએ જે વિશ્વાસપૂર્વક મત આપ્યો છે તે મારા ધારવા પ્રમાણે વ્યાજબી ઠરતો નથી.

૩૧. કારોબારી મંડળના સભ્યની લાયકાતના સમ્બન્ધમાં પણ એજ પ્રશ્ન ઊભો થાય છે. સુધારાના રીપોર્ટ પ્રમાણે એક હિન્દી હોવો જોઇએ અને બીજો સરકારની ૧૨ વર્ષ નોકરી કરી હોય એવો અધિકારી હોવો જોઇએ, જે હમણા કાયદામાં ઠરાવેલું છે. કાયદા પ્રમાણેજ આ લાયકાત રાખવાનું રીપોર્ટમાં જણાવ્યું છે તેનું કારણ હું સમજી શકતો નથી, જો કે વહિવટમાં તો તે પ્રમાણેજ ચાલવાનું દબાણ થશે એ નિઃસંશય છે. હાલમાં એ નિમણુંક સિવિલ સરવિસમાંથીજ કરવામાં આવે છે. કેટલીક વખત એવા પ્રસંગ હોય છે કે જ્યારે ગવર્નરને કારોબારી સભામાં હિન્દમાંથી અથવા ઇંગ્લાંડમાંથી કોઈ અમુક લાઇનમાં અસાધારણ શકિત ધરાવતા માણસની હાજરીની જરૂર પડે છે. એવા શખસની નિમણુક કરવાનો હિન્દી પ્રધાનને પ્રતિબંધ કરવાનું કાંઇજ કારણ નથી. મારા સહકારીનો એવો મત છે કે એક સભ્ય હિન્દી હોવાનો તથા બીજો ચાલુ લાયકાત ધરાવતો હોય એવો કાયદેસર ઠરાવ હોવો જોઇએ. આ જરૂરનુ છે કે કેમ તે વિષે મને શંકા છે.

૩૨. હવે જે બીજી બાબત પર વિચાર કરવાનો રહયો છે તે ધારાસભાના પોતાના કામકાજ માટે કાનુનો કરવાના હકના સંબધમાં છે. દરેક કાઉન્સિલને એવો હક હોવો જોઇએ અને પ્રમુખ સંમતિ માટે આપણે શા માટે આગ્રહ કરવો તેના કારણો બતાવવામાં આવ્યાં નથી. સાધારણ કામકાજ ચલાવવા સંબંધી ન હોય તેટલે સુધી પ્રમુખ કે ઉપ-પ્રમુખના હકકોની વચ્ચે આવવું જોઇએ નહિ.

## હિન્દુસ્તાન સરકાર.

૩૩. પહેલો પ્રશ્ન જોખમદાર રાજ્યતંત્રને લગતો છે. રીપોર્ટમાં એવું ઠરાવ્યુ છે કે હિન્દુસ્તાન સરકારમાં પ્રાંતિક સરકારોની માફક જોખ-

મદારી હોવી જોઇએ નહિ, એટલે કે, ધારાસભાને જવાબદાર હોય એવો કોઈ હિન્દી પ્રધાન હોવો જોઇએ નહિ. આનો બચાવ માત્ર એવી દલીલ થી થઇ શકે કે વહિવટના ઘણા ખાતાંઓ પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યાં છે અને હિન્દુસ્તાન સરકારે રાખેલાં ખાતાં એટલાં બધાં અગત્યનાં છે કે ખુદ પ્રાંતોમાંથી અજમાયશોથી પુરવાર થાય તે પહેલાં જોખમદાર હિન્દી પ્રધાનને સોંપી શકાય નહિ. આ વિષયો દેશની સુલેહશાંતિ, વ્યવસ્થા અને સુવહિવટને લગતા તથા પરદેશી રાજયોને, લશ્કર તથા નૌકાને અને ઈંગ્લાંડ અને તેની પ્રજાનું હિત સમાયલું હોય એવા પ્રશ્નોને લગતા છે. વળી કેટલાક એવા પ્રશ્નો છે કે જે દેશના આંતરિક વહિવટનેજ લગતા છે અને જે પ્રધાન તથા ધારાસભાનેજ સોંપવા માટે લાયક તરીકે સ્વીકારવામાં આવ્યા છે. આ સઘળી બાબતો જેમાં સોંપાયલા વિષયોની વચ્ચે આવવાનો હિન્દુસ્તાન સરકાર હક રાખે છે તે બાબતમાં મધ્યસ્થ સરકારમાં જોખમદારી દાખલ કરવા માટે કાંઈ પણ વાંધો હોવો જોઇએ નહિ. ખરેખર રીપોર્ટમાં સૂચવેલા સિદ્ધાંતો પાર પાડવા સારૂ જવાબદાર રાજયતંત્રની જરૂર જણાય છે. પ્રાંતના સોંપાયલા ખાતાંમાં હિન્દુસ્તાન સરકારને વચ્ચે પડવાની સત્તા આપવાનું યોજયું છે, એટલે કે, જયારે અમુક કાયદો હિન્દના અથવા એક કરતાં વધારે પ્રાંતના હિત ખાતર જરૂરનો ધારવામાં આવે ત્યારે કાયદાનું સરખાપણું જાળવવા સારૂ વચ્ચે પડવાની સત્તા આપવી જોઇએ. વળી એવી ઇચ્છા જણાવવામાં આવી છે કે એક કરતાં વધારે પ્રાંતને બાધ કરતા પ્રશ્નોનો નિર્ણય કરવાની સત્તા હિન્દુસ્તાન સરકારને હસ્તક રહેવી જોઇએ. સિદ્ધાંત પ્રમાણે, આ વિષયોના સંબંધમાં સ્થાનિક ધારાસભાની મરજીને અનુસરીને સાધારણ રીતે પ્રધાનોએ કામ લેવુ જોઇએ. અને આવી જાતના પ્રશ્નોના સંબંધમાં તેમની શકિતને બાધ ન આવતા હોય એવા કોઇ બીજા કારણોસર તે પ્રધાનનાં કાબુમાંથી કાઢી નાંખવાનું યોજયું હોય તો, હિન્દુસ્તાન સરકારમાં પણ એવા પ્રશ્નોનો નિર્ણય ધારાસભા તથા હિન્દી પ્રધાનને હસ્તક રાખવો એ વ્યાજબી છે. જરૂર પડે તો તે હેતુ માટે કારોબારી મંડળના હિન્દી સભાસદને હિન્દી પ્રધાન નીમવો. ધારો કે કેટલાક ચોકસ વિષયો છે જે થોડા વખતને માટે હમણા સોંપવામાં આવ્યા નથી અને જે ત્રણ ચાર વર્ષમાં અમે સોંપવા ધારતા હોઇએ; તો એવે પ્રસંગે પણ સદરહુ વિષયોના સંબંધમાં

જવાબદાર રાજ્યતંત્ર કેમ દાખલ ન કરવું તે હું સમજી શકતો નથી. પ્રાંતમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાથી હિન્દુસ્તાન સરકારના પણ તેજ વિષયોમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવું જોઇએ; નહિ તો, પ્રાંતિક જવાબદારી નરમ થઈ જશે.

## કાઉન્સિલ ઓફ સ્ટેટ.

૩૪. બીજો અગત્યનો સવાલ કાઉન્સિલ ઓફ સ્ટેટને લગતો છે. ધારાસભામાં અગાઉથી ચર્ચા કર્યા વગર કારોબારી સરકારને કાઉન્સિલ ઓફ સ્ટેટમાંથી કાયદા પસાર કરી જવાની જે સત્તા આપવામાં આવી છે તે સામે મને ઘણો મજબુત વાંધો છે. ગવર્નર જનરલો ફરમાનો કાઢવાનો પોતાનો અધિકાર ચલાવી શકશે. એ ફરમાનોનો અમલ ૭ મહિના સુધી રહેશે. જો કાંઈ પણ વિવેચનની જરૂર હોય તો, પ્રજામત નક્કી કરવા સારૂ તે ધારાસભામાં ખરડો રજુ કરી શકે. જો તે એવી બાબત હોય કે જેમાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે પોતાનો નિશ્ચય કરી દીધો હોય તો ચર્ચા કરવી નિરર્થક અને બિન જરૂરી છે અને ફરમાન એકદમ કાઢી શકાય. હવે ખુદ કાઉન્સિલ ઓફ સ્ટેટના સંબંધમાં કહીશ.

કાઉન્સિલ ઓફ સ્ટેટ એ ઇમ્પીરિયલ એસેમ્બ્લીમાં બરાબર નહિ જળવાયલું હિત જાળવનાર બીજો ચેમ્બર છે. અને તે સંબંધી હું વાંધો ઉઠાવતો નથી. ઢીલ કરવાના સબબસર તથા વિષયોપર વધારે વિચાર ચલાવવા માટે કાઉન્સિલ ઓફ સ્ટેટ જરૂરની હોય અને એવી કાઉન્સિલના સંબંધમાં હું કાંઇ પણ વાંધો ઉઠાવતો નથી. પણ આ કાઉન્સિલ ઓફ સ્ટેટ આમાંના કોઇ પણ હેતુ માટે રચવામાં આવી નથી. તેનો સ્પષ્ટ હેતુ, જ્યારે કારોબારી સરકાર ધારા સભાની વિરૂદ્ધતાને લીધે પોતાની ઇચ્છા પાર પાડી શકે નહિ ત્યારે તે પાર પાડી આપવાનો છે. ખરૂં જોતાં તો તે અવાસ્તવિક કાઉન્સિલ છે. આવી કાઉન્સિલ રચવાના કરતાં, બારોબાર કારોબારી સભા ઉપરજ તે કાયદો પસાર કરવાની જવાબદારી નાંખવી તે વધારે સારૂં છે. જે કાયદો પસાર થાય તેને પ્રજાકીય ટેકાનો ખોટો દેખાવ આપવા સારૂ સ્ટેટ કાઉન્સિલમાં જેમ હાલમાં થાય તેમ કારોબારી સભામાં વારંવાર થશે નહિ. આથી ધારાસભાની અગત્યતા ઓછી

થઈ જશે એ રીતે સ્ટેટ કાઉન્સિલ અને કારોબાર તથા પોતા વચ્ચે વિરોધ ઉત્પન્ન થશે.

વળી બીજો એક ગંભીર વાંધો છે. જે બાબતોમાં પ્રજાકીય મત નિર્ણયકારક રીતે વિરૂદ્ધ હોય તે બાબતમાં કારોબારી સભાને નિરંકુશ સત્તા આપવી એ ઈષ્ટ નથી. આવી જાતની છુટથી ભયંકર પરિણામો આવ્યા છે. અને જ્યાં સુધી કારોબારી સરકારને એવી સત્તા હોય ત્યાંસુધી જો તેમનો મત ધારા સભાથી વિરૂદ્ધ હોય તો તેઓ પોતાની જોખમદારી અદા કરવામાં તે સત્તાનો ઉપયોગ કરવાને બંધાયલા છે. વળી, વહિવટી સુધારાને લગતા મહાન પ્રશ્નો છે જે અમલમાં મૂકવા જરુરના છે અને જે પ્રતિષ્ઠા જવાના ભય થી અધિકારવર્ગની વિરૂદ્ધતાને લીધે અમલમાં મુકાયા નથી. તેમાંના ઘણાના સંબંધમાં હું ઉલ્લેખ કરી ચૂકયો છું. ભૂતકાળની માફક સઘળી દિશામાં કાઉન્સિલ ઓફ સ્ટેટ સુધારાનો અટકાવ કરશે એ વિષે કાંઇ પણ સંશય નથી. વાસ્તે મારૂં ધારવું એવું છે કે રચાવામાં આવ્યા પ્રમાણેની કાઉન્સિલ ઓફ સ્ટેટ એક નડતરકર્તા થશે. વળી સુધારાના રીપોર્ટમાં એવું ઠરાવેલું છે કે ઉપર જણાવેલી બાબતોમાં ધારાસભાને જવાબદારી રહેશે નહિ તે હું સ્વીકારૂં છું. વચલા વાંધાથી એવું ફરમાવાય છે કે સઘળે પ્રસંગે ખરડાઓ પ્રથમ ધારાસભાને રજુ કરવા જોઇએ. અને એવા ખરડા તે પસાર કરે નહિ તો સઘળા કાગળીઆં આમની સભા સમક્ષ મૂકવા. સિલેકટ કમિટી પોતાનો રીપોર્ટ તેને રજુ કરશે. અને એવી રીતે મંજુરી મેળવ્યા પછીજ કારોબારી મંડળે અથવા સ્ટેટ કાઉન્સિલે તે કાયદાના સંબંધમાં વધુ પગલાં લેવા માંડવા.

એ વધુ રસ્તા સૂચવવામાં આવ્યા છે. ગવર્નર જનરલની અથવા વાઈસરૉયની સર્ટિફિકેટ આપવાની સત્તા ચોકસ વિષયોના સંબંધમાંજ રાખવી અથવા ધારાસભાના અમુક ટકા જેટલા સભાસદોએ અસ્વીકાર નહિ કર્યો હોય એવા ખરડાના સંબંધમાં સર્ટિફિકેટ આપવાની સત્તા ઓછી કરવી.

કાઉન્સિલ ઓફ સ્ટેટની સત્તા જો કાઢી નાંખવાની ન હોય તો તેમાં કાપકુપ કરવી જોઇએ એવો મારો સ્પષ્ટ મત છે.

**બજેટ.**

૬૫. હિન્દુસ્તાન સરકારને વધારે અધિકારો આપવાનું હવે સૂચવવામાં આવ્યું છે. જે અત્યાર સુધી હિન્દી કર આપનારના હિત ખાતર હિંદી

વજીરને વચ્ચે પડવાનું જરૂરનું ધારવામાં આવ્યું છે અને તે જરૂરનું હતું એમ હિન્દુસ્તાન સરકારની ખર્ચની સત્તા પર અંકુશ મૂકતા જુદા જુદા હુકમો પર થી જણાશે, તો એ દેખિતું છે કે માત્ર પ્રજાકીય અંકુશ વધારીનેજ હિન્દી વજીરને પોતાની સત્તા મૂકવા દેવી જોઇએ. નહિ તો તે માટે કાંઇ પણ સાબિતી નથી. હિન્દી વજીરે ચલાવેલા અખ્તિયારોની કર આપનારના હિત ખાતર જરૂર હતી તે જે પ્રસંગોએ એવા અધિકારો ચલાવવામાં આવ્યા છે તેની તપાસ ઉપરથી દેખાશે. ખુદ કાનુનો તથા એવી કાનુનો જે પ્રસંગોએ અને જે કારણોસર પસાર થઇ હતી તેનો વિચાર કર્યાથી પણ તે દેખાશે. વાસ્તે મને જણાય છે કે, જે સઘળા પ્રસંગોએ હિન્દી વજીરની મંજુરી વગર કાંઈ પણ રકમ રોકવાની હિન્દુ-સ્તાન સરકાર સત્તા ધરાવે છે તે સઘળા પ્રસંગોએ બજેટ ઉપરના ધારાસભાના સઘળા ઠરાવોને અમલમાં મૂકવા જોઇએ. ગમે તેમ પણ જો તેનો સંપૂર્ણ અમલ કરવામાં નહિ આવે તો, આ સંબંધમાં ધારા સભાની વિરૂદ્ધ ઠરાવ કરવાનો અધિકાર હિન્દમાં કારોબારી સરકારને ન આપતાં માત્ર હિન્દી વજીરને હસ્તક તે રહેવો જોઇએ.

૩૬. સભાના સભ્યોને પાર્લામેન્ટરી અંડર સેક્રેટરી અથવા સ્ટૅંડીંગ કમિટીના જેવા દરજ્જાએ નીમવાનો ઠરાવ પડતો મુકવાના સંબંધમાં હું મારા સહકારીઓ સાથે મળતો થતો નથી. હાલમાં, અથવા નવી યોજના પ્રમાણે, બિનઅધિકારીઓને હોદ્દો ધારણ કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થઈ શકે તે બીજી રીતે મેળવવાનાં સાધન નથી. જાહેર નોકરી-ઓ માં હિન્દીઓ વિષેનું જ્ઞાન સરકારની સુચનાઓ પર ટીકા કરવા માટે બિનઅધિકારીઓને મળી શકશે નહિ. પ્રધાનોને માત્ર સોંપાયલા વિષયોનુંજ અને તે પણ પ્રાંતોને લગતુંજ સારૂ જ્ઞાન હશે. આ અંડર સેક્રેટરીનાં હોદ્દા અથવા સ્ટેન્ડિંગ કમિટીઓથી બિનઅધિકારીઓને બીજી રીતે ન મળી શકે તેવું જ્ઞાન મળશે. શરૂઆતની ચર્ચામાં એવું સ્વીકા-રવામાં આવ્યું હતું કે ભવિષ્યના વહિવટકર્તાઓને તાલીમ લેવાનું આ સારૂ સ્થળ થઈ પડશે. વાસ્તે કાઢી નાંખવા ઇષ્ટ નથી.

પ્રાંતિક સભાની માફક વડી ધારાસભામાં પણ મારા ધારવા પ્રમાણે કાનુનો ઘડવાનું કામ સભાને હસ્તકજ રાખવું જોઇએ.

૩૭. હિન્દી વજીર તથા વાઇસરૉયને અરજ કરી છે તે સઘળા મંડળો તથા સઘળા વર્ગો જો કોઈ માંગણીમાં એકમત હોય તો તે, એઉ પ્રાંતિક તથા શાહી કારોબાર સભામાં અર્ધા સભ્યો હિન્દીઓ હોવા બાબત છે. કોન્ગ્રેસ તથા મોસ્લેમ લીગ તેમજ સીખ લોકો અને મદ્રાસના બ્રાહ્મણેતર વર્ગો આ માંગણી કરે છે. તેના કારણો સ્પષ્ટ છે. દરેક જણને લાગે છે કે કારોબારી સભામાં પુરતા હિન્દીઓ હોય. શિવાય, દેશના વધારે સારા વહિવટ માટે જે સુધારા જરૂરના છે તે અમલમાં મૂકાશે નહિ. વળી ખાસ કરીને નાણાને લગતા જુદા જુદા પ્રશ્નો છે, જે હિન્દુસ્તાન સરકાર તથા હિન્દી વજીર સાથે મળીને નકકી કરેછે. આથી જરૂર છે કે કારોબારી સભામાં મજબુત હિન્દી તત્વ હોવું જોઇએ. આ સઘળા પ્રશ્નોમાં યોગ્ય હિન્દી લાગવગ વગર હિન્દુસ્તાન સરકાર સહેલાઇથી હિન્દી વજીરને આધીન થઇ જશે. હિન્દુસ્તાન સરકાર પર જુદી જુદી લાગવગની અસર થશે. તેનો પ્રતિકાર કરવા માટે પુરતી હિન્દી વગની જરૂર છે. પ્રજાકીય ચળવળો તરફ અયોગ્ય રીતે આપઅખત્યારી અથવા બિનદિલસોજી ધરાવતા કારોબારી સરકારને અટકાવવા સારૂ પણ હિન્દી લાગવગની જરૂર છે. વાસ્તે હું એવી સુચના કરૂ છું કે હિન્દુસ્તાન સરકારે સુચવેલા બે સભાસદોમાં એક હિન્દી વધારવો. જો આ સ્વીકારવામાં ન આવે તો, હું એવી સુચના કરીશ કે પ્રાંતના સોંપાયલા વિષયોમાં હિન્દુસ્તાન સરકારનો અંકુશ રાખવા માટે એક હિન્દી પ્રધાનની નિમણુક કરવી. તેને નિર્ણય માટે નહિ પણ સલાહ માટે બોલાવવો જોઇએ.

દિલ્હી, તારીખ ૫ મી માર્ચ સને ૧૯૧૯. **સી. શંકરન નાયર.**

---

## પુરવણી અ.

### ચંપારણના હુલ્લડો.

ગળી ઉગાડનારાઓ તથા ખેડુતો વચ્ચેનો સંબંધ લાંબો વખત થયાં અસંતોષકારક હતો. કાંઇક હુલ્લડો થયાં હતાં. આ સંબંધી તપાસ કરવાને સરકારે મી૦ ગુર્લેને નીમ્યા હતા. તેનો રીપોર્ટ ખેડુતોની તરફેણમાં હતો એવું માનવામાં આવે છે અને તે પ્રસિદ્ધ કરવાને લાગલા-

ગટ અરજ કરવામાં આવી હતી પણ તેની હુમેશાં ના પાડવામાં આવી હતી. છતાં સરકારે પ્લેન્ટરો સાથે પત્રવ્યવહાર ચલાવવા માંડયો. તેના પરિણામે પ્લેન્ટરોના હકકો મોટે ભાગે સ્વીકારવામાં આવ્યા અને તેમનાં હકો ચલાવી શકે તે માટે ચોકકસ ગોઠવણો કરવામાં આવી. સરકારનો એવો મત હતો કે ખેડુતોને અસંતોષ થવાનું કાંઈ પણ કારણ ન હતું અને ખરૂં જોતાં તો તેમને સંતોષ હતો. સને ૧૯૧૩ નાં માર્ચમાં ધારાસભાના એક સભાસદે કમિશન નીમીને અથવા કોઇ બીજી રીતે સંપૂર્ણ તપાસ કરવાની માંગણી કરી હતી. સરકારે જવાબ આપ્યો કે એ બાબતનો બંદોબસ્ત કરવાનું કામ સ્થાનિક અમલદારોનું છે. એ વર્ષે સુધી તો વસ્તુતઃ કાંઇજ થયું નહિ. સને ૧૯૧૫ના જાન્યુઆરીમાં જ્યારે પછી એ સવાલ કાઉન્સિલમાં ઉઠાવવામાં આવ્યો, ત્યારે સરકારે જણાવ્યું કે સ્થાનિક અધિકારીઓને માહિતી તથા રીપોર્ટ માટે લખવામાં આવ્યું છે. સને ૧૯૧૫ ના એપ્રીલમાં ધારાસભામાં તપાસની કમિટી માટે પાછી માંગણી કરવામાં આવી હતી. સરકારે જણાવ્યું કે તપાસનું કામ એક કમિટી કરતાં સેટલમેન્ટ અમલદારો દરેક રીતે વધારે સારૂં બજાવી શકશે. સને ૧૯૧૫ માં દેખીતી રીતે કાંઇ પણ કરવામાં આવ્યું નહિ. સને ૧૯૧૬ માં તેમજ સને ૧૯૧૭ માં પહેલા ૭ મહિના સુધી તો એમજ થયું. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ પછી એ બાબત ઉપાડી લીધી અને મી. ગાંધીએ સંપૂર્ણ તપાસ કરવાને ચંપારણ ગયા. ગાંધીએ તપાસ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો અને તે માટે પ્લેંટરો તથા ડિસ્ટ્રિકટ અમલદારોની સહાય માંગી. તેનાં જવાબમાં બિહારના યુરોપીઅન એસોસિએશને હેઠળના ઠરાવો પસાર કર્યાઃ—

( ૧ ) પોતાના સ્વનિયોજીત કાર્ય અર્થે મી૦ ગાંધીની હાજરી સાથે અશાંતિ અને ગુન્હો જોડાયલાં છે.

( ૨ ) તેની ચાલુ હાજરી ચંપારણના યુરોપીઅનોના હિતને તથા જીલ્લાની શાંતિને નુકસાનકારક થઈ પડવા સંભવ છે.

( ૩ ) તેઓ કલકત્તાની યુરોપીઅન એસોસિએશનને વિનંતી કરે છે કે જો તેઓ ચંપારણ જીલ્લામાં વ્યવસ્થા જાળવવા માંગતા હોય તો તેમણે મી૦ ગાંધી તથા તેના મદદનીશોને

એકદમ ખસેડવાની અગત્યતા સંબંધી દબાણ કરવું અને વળી
આજુબાજુના જીલ્લામાં ગેરવ્યવસ્થા ફેલાવાનો ભય રહેછે.

મી૰ ગાંધીની સાથે મળી કામ લેવાને બદલે, દેખીતી રીતે આ ઠરાવોને તાબે થઇને, ડિસ્ટ્રિક્ટ અમલદારોએ એવો હુકમ કર્યો મી૰ ગાંધીએ એકદમ જીલ્લામાંથી ચાલ્યા જવું. કાયદાને માન આપીને ચાલનાર સાધારણ હિન્દુને માટે તો આ પુરતું હતું અને તે બાબત પછી સંભળાયું નહોત, પણ ગાંધીએ જીલ્લો છોડી જવાની ના પાડી અને તેના પર કામ ચલાવવામાં આવ્યું. તેણે ગુન્હો કબુલ કર્યો. આ અણચિંત્યી હોડ હતી. પરિણામ એ આવ્યું કે તેને શિક્ષા કરવામાં આવી નહિ અને મુકદ્દમો પડતો મુકવામાં આવ્યો. પોતાના અગાઉના જાહેરનામાને લીધે કાંઇક સંકલ્પ વિકલ્પ પછી સરકારે, તેણે કરવા ધારેલી તપાસમાં સહકાર માટેની તેની માંગણી સ્વીકારી અને કમિટી નીમી જેમાં પ્લેન્ટરોના પ્રતિનિધિઓ, કેટલાક અમલદારો, મી૰ ગાંધી તથા એક હિન્દી જમીનદાર હતા. ગાંધીને સંતોષકારક લાગે એવી ગોઠવણ થઈ અને તેનો બિહાર સરકારે સ્વીકાર કર્યો. મજબુત વિરૂદ્ધતા છતાં બિહારની સરકારે કાયદો ઘડવાનું શરૂ કર્યું. પ્લેન્ટરોએ છેવટ સુધી વાંધો લીધો. એન્ગ્લો ઇન્ડિયનોનું હિત સમાયલું હોય તે શિવાયને પ્રસંગે સરકારના બચાવમાં લખનાર આગેવાન એન્ગ્લો ઇન્ડિયન પત્ર પરિણામનું હેઠળપ્રમાણે વર્ણન આપે છે:—

" એ પગલાંઓમાં અધિકારવર્ગ ઉપર આરોપણ કરવા યોગ્ય ખરાબમાં ખરાબ અપરાધો અમને જણાય છે તે માટે અમે દિલગીર છીએ. સઘળે ઠેકાણે વિચારની નબળાઈ એ તેનો મુખ્ય વિશેષ છે અને સાધારણ ચિહ્નોથી તે વ્યક્ત થાય છે, એટલે કે, બની શકે તેટલો લાંબો વખત સુધી સેક્રેટરીએટની ગુપ્તતા માટે ઉદ્દેશરહિત આગ્રહ કરવો અને કાયદેસર રીતે ચર્ચા માટે માંગણી કરવામાં આવે ત્યારે તેની ના પાડવી. અને પછી થી જ્યારે સદરહુ અરજ કરનાર પક્ષ સેક્રેટેરિયટ માટે અપ્રીય થઈ પડે એ સ્થિતી ઉત્પન્ન કરવાની વૃત્તિ તથા શક્તિ ધરાવે ત્યારે તેજ અરજોનો તાકીદથી સ્વીકાર કરવો. જ્યાંસુધી ગુપ્તતા તથા ઢીલ માટે બહાના તરીકે વાપરી શકાય ત્યાંસુધી સ્થાનિક અમલદારોના મત ઉપર વિશ્વાસ રાખવાનું જણાવવું અને ત્યાર પછી જ્યારે તે મતો અગવડ

ભરેલા માલમ પડે ત્યારે તેનો ત્યાગ કરવો. કોઇ વિવાદયુક્ત વિષયના ખીજવાટ સંબંધી અને તેટલો લાંબો વખત સુધી કાંઈ પણ પગલાં લેવા બાબત ઉડાવ્યા કરવું. આ સાથે, ગમે તે એક પક્ષથી સરકાર પર દબાણ કરવાની શકિત અનુસાર પરિણામે થનારા અન્યાયનું અવશ્ય જોખમ રહેલું છે. " (" પાયોનીઅર ", ૧૩ મી માર્ચ ૧૯૧૮ ).

અધિકારવર્ગ સામે આ કરતાં વિશેષ મજબુત પણે આરોપણ કરવું મુશ્કેલ છે. ખેડુતોની સઘળી શાંત ચળવળથી સરકારનું ધ્યાન ખેંચાયું નહિ. તેનું દેખીતું કારણ એજ કે સરકાર પ્લેન્ટરોને નાખુશ કરવા માંગતી નહોતી. પછી કોંગ્રેસ તથા ગાંધીએ એ ઉપાડી લીધું અને પ્લેન્ટરોના કરતાં વધારે મજબુત દબાણ વાપર્યું માત્ર ત્યારેજ ઈન્સાફ મળી શકયો. ગાંધી કે જે સરકારની વિરૂદ્ધનો એક સ્વરાજ્યવાદી છે તે પ્રાંતના સદરહુ ભાગના લોકમાં મૂર્તિરૂપ પૂજાય છે. આ એન્ગ્લો-ઇન્ડિયન પ્લેન્ટરો અને ખેડુતો વચ્ચેની સ્થિતી હતી. આ પછી હું જે બીજો દાખલો આપવા માંગું છું તે એજ ધડાનું ઉદાહરણ આપવા માટેજ નહિ પણ સરકાર હેઠળ ખેડુતોની સ્થિતી શું છે તથા તેમના માર્ગોમાં કેવી મુશ્કેલીઓછે તે પણ બતાવવા માટે છે.

## ખેડાની સ્થિતિ.

કેટલાંક વર્ષો સુધી મુંબઈ ઇલાકાનો ખેડા જીલ્લો પાકની નિષ્ફળતા થોડે અંશે દુકાળ, રોગ અને સામાન્ય ખેતીવાડીના સંકટથી સખત પીડાયો હતો. જીલ્લાના કલેકટરના કહેવા પ્રમાણે સાધારણ વર્ષમાં ૧૫ આના અથવા તેથી ઉપર નહિ પણ ૧૨ આની પાકની આંકણી થતી. ૧૯૧૭ ની આખેરીએ બેહદ વરસાદ પડવાથી પાક નિષ્ફળ ગયો હતો. મહેસુલી કાનુનોનું એક લક્ષણ એ છે કે સંકટના વ્યકિતગત દાખલાઓ પર ધ્યાન આપવામાં આવતું નથી. બીજા શબ્દોમાં કહીએ તો, એક શખસ, માત્ર પોતાની જમીનમાં પાક નિષ્ફળ ગયાથી મહેસુલ આપવામાંથી મુકત થતો નથી. પણ જો તે જગ્યામાં નિષ્ફળ ગયો હોય તો તેને બીજાઓ સાથે મુક્તિ મળી શકે. ખેડુતોએ મહેસુલ ઉઘરાવવાનું મોકુફ રાખવા માટે સંખ્યા બંધ અરજીઓ કરી. તે પર ૨૦,૦૦૦ માણસોએ સહી કરી હતી. તેમની અરજ એ હતી કે તેમનો પાક ચાર આનાથી હેઠળ

હોવાથી મહેસુલને લગતી કાનુનો મુજબ તેમને તહકુબી મળવાનો હક છે. તેમણે એવી માંગણી કરી હતી કે જ્યારે મહેસુલ આપવા જેટલું પણ જમીનના પાકમાંથી તેમને મળ્યું નથી ત્યારે તે આપવાની સરકારે તેમને ફરજ પાડવી નહિ. સદરહુ અરજીઓ મામુલદ્વારા મોકલવામાં આવી નહોતી એવો શેરો કરીને સરકારે તે બધી પાછી મોકલી દીધી. ત્યાર પછી તે કલેકટર મારફત મોકલવામાં આવી. ડિસ્ટ્રીકટ એસોસિએશને પણ તપાસો કર્યા પછી સરકારને મહેસુલ ઉઘરાવવાનું બંધ રાખવાને અરજ કરી તેમને જવાબમાં કહેવામાં આવ્યું કે તેમનું વચ્ચે પડવું તે અવિચારી અને નુકસાનકારક હતું. ધારાસભાના સભાસદો ઓનરેબલ મી૦ પારેખ અને ઓનરેબલ મી૦ પટેલ એમણે પણ તે બાબતમાં વિગતવાર તપાસ કરી. તેમને સદરહુ ફરિયાદના વ્યાજબીપણા વિષે ખાતરી થઈ અને કલેકટરને અરજ કરી. કલેકટરે તેમને ખાતરી આપી કે તે તપાસ થશે. પણ મહેસુલ ઉઘારવાનું બંધ રાખવામાં આવ્યું નહિ. છતાં, આ અરજીઓથી કાંઇક છુટ આપવામાં આવી. એટલેકે તેમણે રૂા. ૨૩,૦૦,૦૦૦ ના મહેસુલની તહકુબી માંગી હતી તેને બદલે રૂા. ૧,૭૫,૦૦૦ ની તહકુબી મંજુર કરવામાં આવી હતી. ઓનરેબલ સર દિનશા વાચ્છા, ઓનરેબલ મી૦ પારેખ તથા ઓનરેબલ મી૦ પટેલ એમનું બનેલું એક ડેપ્યુટેશન ગવર્નર પાસે ગયું. ગવર્નરે એવો નિર્ણય આપ્યો કે ગામના તલાટીઓની પાકની આંકણી ખરી હતી વાસ્તે કાંઇ પણ વધુ છુટ આપવાની ના પાડી. સર્વેંટસ ઓફ ઈન્ડીયા સોસાઇટીના ત્રણ સભ્યોએ તપાસ કરવાનું માથે લીધું. તેમણે શોધી કાઢ્યું કે ચોમાસામાં અત્યંત વરસાદને લીધે લોકો નિરાધાર બન્યા હતા અને ચાર પાંચ મહિના ચાલે એટલો પુરતો ખોરાક તેમની પાસે ન હતો, અને તેમની સ્થિતી ઘણીજ કંગાલ થઇ ગઇ હતી. તેમને ખેડુતોની ફરીયાદ સારા આધારવાળી જણાઇ અને તે બાબત તેમણે, કલેકટર, કમિશનર, મેમ્બર ઈનચાર્જ, તથા ગવર્નરનું ધ્યાન ખેંચ્યું. ગવર્નરની સલાહથી કલેકટરે તથા કમિશનરે મી૦ ગાંધી સાથે મસલત કરી કમિશનરે તથા કલેકટરે કાંઇક છુટ આપવાનું વચન આપ્યું. મી૦ ગાંધીએ કલેકટરને તપાસ કરવા અને તે વખતે પોતાને હાજર રહેવા દેવાની અરજ કરી. આની ના પાડવામાં આવી. છતાં, મી૦ ગાંધીને અત્યાર સુધી મળેલો પુરાવો સરકારી કસોટી માટે પુરતો

ન લાગવાથી પોતે જાતે જીલ્લામાં ગયા અને તે બાબત તપાસ કરીને પુરાવો એકઠો કરતા ગયા. તેમને પણ લાગ્યું કે ફરિયાદ માટે સારો આધાર હતો. તેમણે કલેકટરને તથા ગવર્નરને અરજો કરી. ગવર્નરે તેમને તા. ૧૭ મી તથા તા. ૨૦ મી માર્ચને રોજ, જવાબ આપ્યા કે તે દખલ કરવા માંગતા નથી કારણ કે તેમને સંતોષ થયો છે કે વ્યાજબી ઇન્સાફ કરવામાં આવ્યો છે. ખેડામાં ખેતીવાડીના સંકટ સંબંધી સઘળી માહિતી કઢાવવા માટે ધારાસભામાં મુકવા ધારેલા જે પ્રશ્નો સરકાર આગળ રજુ કરવામાં આવ્યા હતા તે સઘળા નામંજૂર કરવામાં આવ્યા હતા. તા. ૨૩ મી માર્ચને રોજ ધારાસભામાં એક ઠરાવ રજુ કરવામાં આવ્યો જેમાં સરકારને, પાકનું ઉત્પન્ન નકકી કરવા સારૂ સરકારના ખેતીવાડીના ખાતાંની નિમણુક કરવા અથવા મહેસુલી અમલદારો શિવાયના કોઈ બીજા અમલદારો પાસે પાકના ઉત્પન્નની આંકણી કરાવવાને જણાવ્યું હતું. સરકારની વિરૂદ્ધતાને લીધે તે ઠરાવ ઉડી ગયો. સાધારણ કાયદેસર ચળવળથી હવે કાંઇ પણ કરવાનું રહયું નહોતું. ત્યાર પછી મહેસુલ નહિ આપવાનું જાહેરનામું કાઢવામાં આવ્યું અને ખેડુતોને તા. ૨૮ મી માર્ચને દિવસે હડતાળ પાડીને મહેસુલ નહિ ભરવાની પ્રતિજ્ઞા કરી. સરકારી ધારો કે મહેસુલ કાંઇ આપવામાં આવ્યું નહિ. ઘરકામના વાસણો તથા ગાયો સુદ્ધાં સઘળી મિલકત પર જપ્તી લાવવામાં આવી. જમીનો ખાલસા કરવાના સરકારે હુકમો બહાર પાડયા અને જબરદસ્તીથી મહેસુલ લેવા માટે મુલકી અમલદારોએ બનતાં સઘળા પગલાં ભર્યા હતાં. એપ્રીલની ૧૨ મી કે ૧૩ મી તારીખે કમિશનરે પોતે એક સભા ભરી અને સરકારના હુકમો પાળવા જોઇએ એવું ખેડુતોને સમજાવવાનો પ્રયત્ન કર્યો. જો તેઓ તેમ નહિ કરે તો ભયંકર પરીણામો આવશે એવી ધમકી આપી અને તેમના સલાહકારો જેઓ હોમરૂલરો હતા તેમની સલાહ તરફ ધ્યાન નહિ આપવાને કહયું, કારણ કે મહેસુલ નહિ આપવા માટેના પરિણામો તેઓને જાતે ખમવા પડવાના નથી. પણ ખેડુતો પોતાના પ્રયત્નમાં મકકમ રહયા. હિન્દના જુદા જુદા ભાગોમાં સભાઓ ભરવામાં આવી અને તે ચળવળ તરફ સહાનુભૂતિ પ્રદર્શિત કરવામાં આવી. સરકારે તેને પોતા તથા હોમરૂલરો વચ્ચેની લડત ગણી. દરેક જાતનું દબાણ કરવામાં આવ્યું પણ લોકોનો વિરોધ વધતો ગયો. ગામનો મુખી પણ

સરકારની સામે પડયો. સરકારના દબાણનો તેમનો પ્રત્યુત્તર હેઠળ મુજબ હતોઃ—

"જ્યારે જ્યારે અમને એમ લાગે કે સરકારના હુકમો લોકો પ્રત્યેની અમારી જે ફરજ અમે સમજીએ છીએ તેની આડે આવે ત્યારે સરકારના હુકમોને તાબે ન થવું એ અમે અમારી ધાર્મિક ફરજ સમજીએ છીએ. આવું અંતિમ પગલું લેતા પહેલાં સભ્યતાપૂર્વક દલીલ કરીને સરકારને સમજાવવા માટે અમે કંઈ કચાશ રાખી નથી. અને હજુ પણ અમે સઘળાનું દુઃખ અટકાવવા, ખેડુતોની પ્રતિજ્ઞાને માન આપવા અને પ્રજા મતને પોતાના મત કરતાં કોઇ પણ રીતે ઓછો માનનીય નહિ ગણવા અમે તેમને આજીજી કરીએ છીએ."

એપ્રિલ મહિનાની ૨૫ મી તારીખે સરકારે મહેસુલ ઉઘરાવવાનું મોકુફ રાખ્યું અને એવો હુકમ કાઢયો કે જેઓ આપી શકે તેમ હોય તેમણે આપવું અને બાકીનાઓએ બીજે વર્ષે આપવું. કોણ આપી શકે એમ છે અને કોણ નથી તેનો નિર્ણય ખેડુતો એ કરવાનો હતો. પણ અજાયબ રીતે, આ હુકમ જૂન મહિનાની ૩ જી તારીખ સુધી પ્રસિધ્દ કરવામાં આવ્યો નહોતો. ત્યાં સુધી મિલકતની જપ્તી તથા બીજાં કામ ચાલુ રહયાં. સઘળી ફરિયાદોમાં તોહમતવાળાઓએ કાંઇ પણ બચાવ કર્યો નહિ તેમની શિક્ષાઓ સામે અપીલ પણ કરી નહિ. અને તેમાના એકે, કલેક-ટરના હુકમ પછી છુટયા બાદ જાહેર કર્યું કે હું ખરો હોમરૂલર છું. તેણે વધુ જણાવ્યું કે હું સ્વરાજના સિદ્ધાંતો સમજુ છું અને જે કાયદાઓ મારા અંતઃકરણ સાથે બંધબેસ્તા નહિ હોય તેનો સ્વીકાર કરવાની હું હમેશા ના પાડીશ.

જે મહેસૂલની પદ્ધતિ હેઠળ આવું બની શકે છે ત્યાં હિન્દી રાજદ્વા-રીઓના મત પ્રમાણે ખેડુતોની આર્થીક પ્રગતિ થવી અશકય છે. બીજા પરિણામો સ્પષ્ટ છે.

લૉર્ડ વિલિંગ્ડન હેઠળ આવું બન્યું તો બીજા ઓછા દિલસોજ રાજ્ય-કર્તાઓ હેઠળ કેવી સ્થિતિ થાય તે આપણે કલ્પી શકીએ એમ છીએ.

---